# શૂરવીર શિવાજી



સંપાદકો

જયંતિલાલ મહેતા • ઇન્દ્રજિત મોગલ

## – કેટલાક અભિપ્રાયો –

“ ... માતૃભાષામાં તો બાળક જેટલું વધારે વાંચે એટલું સારું ........ આ પુસ્તકના સંપાદકોએ વૈવિધ્ય, પ્રમાણ અને ધોરણ કાળજીપૂર્વક જાળવ્યાં છે એ મારે મન આ પુસ્તકનો મોટો ગુણ છે. તે ઉપરાંત બાળકોને શિષ્ટ સાહિત્ય તરફ દોરવાનો આશય પણ સંપાદકોએ રાખ્યો છે અને તેમાં તેઓ સફળ થશે એમ મને લાગે છે. ”

ભાનુશંકર વ્યાસ

*

“... વિદ્યાર્થીનાં ભાષા અને સાહિત્યનાં જ્ઞાનની પૂર્તિ માટે તમારાં પુસ્તકો ખૂબ સુંદર છે. પાઠોની પસંદગી, વસ્તુની આસ્વાદ્યતા તેમજ શિષ્ટ ભાષાને લીધે આ પુસ્તકો વિદ્યાર્થીઓને અત્યન્ત ઉપયોગી નીવડશે ... ”

ડોલરરાય રંગીલદાસ માંકડ

*

“ પુસ્તક મોકલવા માટે તમારો આભાર. એ પુસ્તક પ્રૌઢ શિક્ષણ માટે પણ કામમાં આવશે. વાર્તાઓની પસંદગી તથા પુસ્તકનાં રૂપરંગ સરસ છે. ”

મનુ સૂબેદાર



પૂજ્ય કસ્તૂરબા

[ જુઓ પાનું ૪૪

# શૂરવીર શિવાજી

## અને

## બીજી વાતો

— સંપાદકો —

**જયંતિલાલ ઉત્તમરામ મહેતા**
બી. એ., બી. ટી.

**ઇન્દ્રજિત ગંગાદાસ મોગલ**

*

કાકા કાલેલકર, શ્રી ઝવેરચંદ મેઘાણી, શ્રી ધૂમકેતુ, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી નાનાભાઈ ભટ, શ્રી રા. ના. પાઠક, શ્રી નગીનદાસ પારેખ, શ્રી કીકુભાઈ દેસાઈ, શ્રી વનમાળા પરીખ, ડો. મોહનલાલ પાઠક, કવિવર રવીન્દ્રનાથ ઠાકુર, ટૉલ્સટૉય અને સિસ્ટર નિવેદિતાની ઉત્તમ કૃતિઓનો સંગ્રહ

*

શ્રી કલાબ્ધિનાં ૨૪ ચિત્રો તથા એક આર્ટ પ્લેટ સાથે


: સોલ એજન્ટ :

**એન. એમ. ઠક્કરની કંપની**

બૂકસેલર્સ : પબ્લિશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨.

# : અનુક્રમણિકા :

જે જે લેખકોએ પોતાની કૃતિ આ પુસ્તકમાં પ્રસિદ્ધ કરવાની અમને પરવાનગી આપી અમારા કાર્યને પ્રોત્સાહન આપ્યું તે સર્વના અમો અત્યંત ઋણી છીએ.

– સંપાદકો –



# કિશોર સંસ્કાર ગ્રંથાવલિ

## —પુસ્તક પાંચમું—



## શૂરવીર શિવાજી

શિવાજી એક મહા પ્રતાપી રાજા થઈ ગયા. એમણે મરાઠા રાજ્યની સ્થાપના કરી હતી. એમના બાળપણમાં એમણે એમની માને મુખેથી રામાયણ અને મહાભારતની કથાઓ વારંવાર સાંભળી હતી. બાળક શિવાજી જેમ જેમ કથા સાંભળતો ગયો તેમ તેમ તેના અંતરમાં શૌર્યનાં બીજ રોપાતાં ગયાં. તેના અંતરમાં થતું કે હું યે મોટો થઈ મોટી લડાઈઓ લડીશ અને મહાન પરાક્રમો કરીશ. અને સાચેસાચ એ મોટો થયો એટલે ઘણી લડાઈઓ લડ્યો અને રાજા બન્યો. આ તેજસ્વી શિવાજીના એક મહા તેજસ્વી ગુરુ હતા. તેમનું નામ રામદાસ સ્વામી.

રામદાસ એક પરમ તપસ્વી હતા. દેશના લોકોનું દુઃખ દૂર કરવા હમેશાં ચિંતન કરતા અને તે પ્રમાણે ઉપદેશ પણ આપતા. એમનું જીવન એવું તેજસ્વી અને પવિત્ર હતું કે લોકો એમનાં દર્શન કરવા ઊલટી પડતા. શિવાજી મહારાજે એમની કીર્તિ સાંભળી મનમાં નિશ્ચય કર્યો, “આવા ગુરુનો જ હું શિષ્ય થઈશ.” પછી તો શિવાજી રામદાસનાં દર્શન કરવા ગયા. તેમનાં પવિત્ર ચરણોમાં માથું મૂકયું અને કહ્યું, “ગુરુદેવ, મને આશીર્વાદ આપો.” ગુરુની આશિષ મેળવી ધન્ય બનીને શિવાજી રામદાસના શિષ્ય થયા. શિવાજી લોકોને વહાલા તો હતા જ. રામદાસના શિષ્ય થતાં લોકોને વધારે વહાલા થયા. એક મહારાજા રામદાસના શિષ્ય થયા એટલે એમને શાની ખોટ પડે? તેમને જોઈતી વસ્તુઓ તેમનાં ચરણમાં તરત આવી પડતી.

એક વખત શિવાજી સતારાના કિલ્લા પર બેઠા હતા. અચાનક તેમણે જોયું તો રામદાસ સ્વામી નગરમાં બારણે બારણે ફરી રહ્યા છે. હાથમાં ઝોળી છે, મુખમાં હરિનું નામ છે અને ઘરને બારણે થોભી પોતાનો હાથ લાંબો કરે છે. આ શું? ગુરુ ભિક્ષા માંગી રહ્યા છે! શિવાજી તો આ જોઈને ભારે નવાઈ પામ્યા અને તેમને દુઃખ થયું. મનમાં વિચારવા લાગ્યા, “આ ગુરુદેવને મારા જેવો શિષ્ય છે. એમને ચરણે ધરવાને માટે કોઈ વસ્તુની ખોટ નથી. અને તો યે એમનો જીવ ધરાતો જ નથી. અરેરે! ભિક્ષા! ખરેખર, ગુરુનો જીવ મહા લોભી છે. એમની ઇચ્છાનો પાર જ નથી.” શિવાજીના મનમાં આવા વિચારો ઊઠ્યા, પણ તે ક્ષણ બે ક્ષણ. તરત એમના હૈયામાં ગુરુ માટેનો પ્રેમ ઊછળી ઊઠ્યો. વળી વિચારવા લાગ્યા, “ગુરુદેવ તો મહાન માણસ છે. ભિક્ષા માગવામાં એમનો કોઈ હેતુ હશે. લાવ, એમની પરીક્ષા કરી જોઉં.”

તરત જ શિવાજીએ નોકરને બૂમ પાડી. કલમ અને શાહી મંગાવી. એક પત્ર લખ્યો, નોકરને હાથમાં આપ્યો અને કહ્યું, "ગુરુદેવ અહીં આવે ત્યારે એમની ઝોળીમાં આ નાંખજે."

રામદાસ ઘર ઘર ફરી રહ્યા છે. એટલે આનંદથી ઊછળતાં સ્ત્રીઓ અને બાળકો એમની ઝોળીમાં ભિક્ષા નાંખે છે, નીચાં નમે છે અને રામદાસના હાથથી આશિષ પામે છે. ફરતાં ફરતાં કિલ્લાને દરવાજે ગુરુદેવ આવી ઊભા. નોકર તેમને ચરણે પડ્યો અને તેમની ઝોળીમાં પત્ર નાંખ્યો. રામદાસે પત્ર ખોલ્યો. પત્રમાં લખ્યું હતું, "ગુરુદેવ, મારું આખું રાજ્ય તમારે ચરણે ધરું છું. એને તમારી ભિક્ષાની ઝોળીમાં પડેલું માનજો. હું યે આપને આધીન થાઉં છું." પત્ર વાંચી રામદાસ ખડખડાટ કરતાં હસી પડ્યા. આખા રસ્તે રામદાસના મોં પર હાસ્ય ઝળકી રહ્યું.

બીજે દિવસે રામદાસ પોતે શિવાજીની પાસે ગયા. શિવાજી ઊભા થયા અને ચરણે પડ્યા. ગુરુ બોલ્યા, "બેટા, તેં તો તારું રાજ્ય મને સોંપ્યું. હવે મારી આજ્ઞા તારે યે પાળવી પડશે. તું મારા કબજામાં આવ્યો ખરો ને? બોલ, તું મારા રાજ્યમાં શું કામ કરીશ?"

શિવાજી નમ્રતાથી બોલ્યા, "તમે કહેશો તે કરીશ. મારા જીવનની કુરબાની કરવી પડે તો તે યે કરીશ."

ગુરુ હસ્યા, શિવાજીને ખભે હાથ મૂક્યો અને બોલ્યા, "ના, બેટા, ના. તારે મરવાનું નથી, જીવવાનું છે. ચાલ, લે, આ ઝોળી હાથમાં લે."

શિવાજી સ્તબ્ધ બનીને બોલી ઊઠ્યા, "શું ઝોળી?" રામદાસે હસીને કહ્યું, "હા, ઝોળી. ચાલ, આપણે ભિક્ષા માંગવા

રામદાસ એક પરમ તપસ્વી હતા. દેશના લોકોનું દુઃખ દૂર કરવા હમેશાં ચિંતન કરતા અને તે પ્રમાણે ઉપદેશ પણ આપતા. એમનું જીવન એવું તેજસ્વી અને પવિત્ર હતું કે લોકો એમનાં દર્શન કરવા ઊલટી પડતા. શિવાજી મહારાજે એમની કીર્તિ સાંભળી મનમાં નિશ્ચય કર્યો, "આવા ગુરુનો જ હું શિષ્ય થઈશ." પછી તો શિવાજી રામદાસનાં દર્શન કરવા ગયા. તેમનાં પવિત્ર ચરણોમાં માથું મૂક્યું અને કહ્યું, "ગુરુદેવ, મને આશીર્વાદ આપો." ગુરુની આશિષ મેળવી ધન્ય બનીને શિવાજી રામદાસના શિષ્ય થયા. શિવાજી લોકોને વહાલા તો હતા જ. રામદાસના શિષ્ય થતાં લોકોને વધારે વહાલા થયા. એક મહારાજા રામદાસના શિષ્ય થયા એટલે એમને શાની ખોટ પડે? તેમને જોઈતી વસ્તુઓ તેમનાં ચરણમાં તરત આવી પડતી.

એક વખત શિવાજી સતારાના કિલ્લા પર બેઠા હતા. અચાનક તેમણે જોયું તો રામદાસ સ્વામી નગરમાં બારણે બારણે ફરી રહ્યા છે. હાથમાં ઝોળી છે, મુખમાં હરિનું નામ છે અને ઘરને બારણે થોભી પોતાનો હાથ લાંબો કરે છે. આ શું? ગુરુ ભિક્ષા માંગી રહ્યા છે! શિવાજી તો આ જોઈને ભારે નવાઈ પામ્યા અને તેમને દુઃખ થયું. મનમાં વિચારવા લાગ્યા, "આ ગુરુદેવને મારા જેવો શિષ્ય છે. એમને ચરણે ધરવાને માટે કોઈ વસ્તુની ખોટ નથી. અને તો યે એમનો જીવ ધરાતો જ નથી. અરેરે! ભિક્ષા! ખરેખર, ગુરુનો જીવ મહા લોભી છે. એમની ઇચ્છાનો પાર જ નથી." શિવાજીના મનમાં આવા વિચારો ઊઠ્યા, પણ તે ક્ષણ બે ક્ષણ. તરત એમના હૈયામાં ગુરુ માટેનો પ્રેમ ઊછળી ઊઠ્યો. વળી વિચારવા લાગ્યા, "ગુરુદેવ તો મહાન માણસ છે. ભિક્ષા માગવામાં એમનો કોઈ હેતુ હશે. લાવ, એમની પરીક્ષા કરી જોઉં."

તરત જ શિવાજીએ નોકરને બૂમ પાડી. કલમ અને શાહી મંગાવી. એક પત્ર લખ્યો, નોકરને હાથમાં આપ્યો અને કહ્યું, " ગુરુદેવ અહીં આવે ત્યારે એમની ઝોળીમાં આ નાંખજે."

રામદાસ ઘર ઘર ફરી રહ્યા છે. એટલે આનંદથી ઊછળતાં સ્ત્રીઓ અને બાળકો એમની ઝોળીમાં ભિક્ષા નાંખે છે, નીચાં નમે છે અને રામદાસના હાથથી આશિષ પામે છે. ફરતાં ફરતાં કિલ્લાને દરવાજે ગુરુદેવ આવી ઊભા. નોકર તેમને ચરણે પડ્યો અને તેમની ઝોળીમાં પત્ર નાંખ્યો. રામદાસે પત્ર ખોલ્યો. પત્રમાં લખ્યું હતું, " ગુરુદેવ, મારું આખું રાજ્ય તમારે ચરણે ધરું છું. એને તમારી ભિક્ષાની ઝોળીમાં પડેલું માનજો. હું યે આપને આધીન થાઉં છું." પત્ર વાંચી રામદાસ ખડખડાટ કરતાં હસી પડ્યા. આખા રસ્તે રામદાસના મોં પર હાસ્ય ઝળકી રહ્યું.

બીજે દિવસે રામદાસ પોતે શિવાજીની પાસે ગયા. શિવાજી ઊભા થયા અને ચરણે પડ્યા. ગુરુ બોલ્યા, " બેટા, તેં તો તારું રાજ્ય મને સોંપ્યું. હવે મારી આજ્ઞા તારે યે પાળવી પડશે. તું મારા કબજામાં આવ્યો ખરો ને? બોલ, તું મારા રાજ્યમાં શું કામ કરીશ ?"

શિવાજી નમ્રતાથી બોલ્યા, " તમે કહેશો તે કરીશ. મારા જીવનની કુરબાની કરવી પડે તો તે યે કરીશ."

ગુરુ હસ્યા, શિવાજીને ખભે હાથ મૂક્યો અને બોલ્યા, " ના, બેટા, ના. તારે મરવાનું નથી, જીવવાનું છે. ચાલ, લે, આ ઝોળી હાથમાં લે."

શિવાજી સ્તબ્ધ બનીને બોલી ઊઠ્યા, " શું ઝોળી ?" રામદાસે હસીને કહ્યું, " હા, ઝોળી. ચાલ, આપણે ભિક્ષા માંગવા

જવાનું છે." પાસે ઊભેલા બધા માણસો આ સાંભળીને હેબતાઈ ગયા. એક મહારાજા ઝોળી લઈ ભીખ માંગે! આ તે કેવી વાત? આવું તો સાંભળ્યું યે નથી. એકીટશે બધા જોઈ રહ્યા. શિવાજીએ તરત ઝોળી હાથમાં લીધી અને ગુરુની પાછળ ચાલવા લાગ્યા.

આજે નગરમાં કોલાહલ મચી રહ્યો છે. સૌ કોઈ એક જ વાત કરે છે, "સંન્યાસી તો ભિક્ષા માંગી શકે, પણ આ તો આપણા મહારાજા ઝોળી લઈને ફરી રહ્યા છે." એક જણ બોલ્યો, "આપણાથી રાજાને ભિક્ષા જ કેમ અપાય? હાથ ધ્રૂજી ન જાય? રાજા તો આપણું પોષણ કરે. એ તો પ્રજાનો તારણહાર. એને ભિક્ષા!" દરેકના હૃદયમાં આ મૂંઝવણ છે, પણ જ્યાં શિવાજી બારણે આવ્યા, મહારાજાનો હાથ લંબાયો કે કોઈને ભિક્ષા આપ્યા વિના ચાલતું નથી.

કોઈ ઘરે સ્ત્રી બહાર આવે છે અને આંખે પાલવ લગાડી ભિક્ષા આપે છે. મહારાજાને ભિક્ષા માંગતા જોવાની તેની હિંમત નથી. કોઈ ઘરે કોઈ સ્ત્રી ભિક્ષા આપે છે કે તરત તેની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ સરી પડે છે. સોનારૂપાના આસન પર બેસી શકનાર અને હજારોને દાન આપનાર મહારાજા આજે જાહેર રસ્તા પર ઝોળી પકડીને ભટકે છે! આ વિચાર લોકોનાં હૈયાંમાં સોયની માફક ભોંકાય છે. વળી કોઈ ઘરે મોટી ઉમ્મરનાં સ્ત્રીપુરુષો ભિક્ષા આપતાં ધ્રૂજી ઊઠે છે તેથી ઘરનાં નિર્દોષ બાળકો ભિક્ષા લાવી ઝોળીમાં ઠાલવે છે. આ જોઈ રામદાસ આનંદથી રડે છે અને ગીત ગાય છે, "હે પ્રભુ! તું જ સૌથી મોટો છે. તું ભિખારીને રાજા બનાવે છે, રાજાને ભિખારી બનાવે છે. અને બાળકને હૈયે બેસી તારા વિના કોણ તેમની પાસે ભિક્ષા અપાવે છે?"

સાંજ પડી. ગુરુ અને શિષ્યો નદીને કિનારે એક મોટા વૃક્ષની તળે બેઠા. નદીમાં સ્નાન કરી ગુરુ રાંધવા બેઠા. રાંધતાં રાંધતાં શિવાજીને કહ્યું, "બેટા, તારી ઝોળી સાચવજે." શિવાજી બોલ્યા, "ગુરુદેવ, મારી ઝોળી? મારી કઈ ઝોળી? ઝોળી તો તમારી છે. જે ભિક્ષા મળી તે યે તમારી છે. મારે તો એ ઝોળી તમારે નામે સાચવવાની છે." ગુરુદેવ ઊભા થઈને શિવાજીને ભેટી પડ્યા અને બોલ્યા, "બેટા, ધન્ય છે તને."

રાંધવાનું પૂરું થયું એટલે રામદાસે થોડો પ્રસાદ લીધો અને બાકીનું શિષ્યોને આપી દીધું. શિવાજી મહારાજે વૃક્ષની હેઠળ ઝાડનાં પાંદડાંમાં હોંસભેર ખાધું. બીજા શિષ્યો એક મહારાજાને જમીન પર બેસીને આમ જમતાં જોઈ રહ્યા!

થોડી વાર થઈ એટલે શિવાજીએ ગુરુને કહ્યું, "ગુરુદેવ, તમે રાજા થવાના મારા અહંકારના ચૂરેચૂરા કરી નાંખ્યા. બોલો, હવે તમારો બીજો શો હુકમ છે?"

રામદાસે કહ્યું, "બેટા, તેં મને તારું રાજ્ય આપ્યું છે. એ રાજ્ય હું તને પાછું આપું છું. મારી નાની ઝોળીનો ભાર મને પાછો આપ અને આ રાજ્યનો ભાર ઉપાડ. આ રાજ્ય પ્રભુનું છે એમ માનીને સાચવજે."

શિવાજી તો સ્તબ્ધ બનીને ઊભા રહ્યા. તે બોલ્યા, "ગુરુદેવ, આ તો બહુ મોટો ભાર કહેવાય. રાજ્ય મારું હતું ત્યારે મને રાજ કરવાનું સહેલું લાગતું. કિલ્લો જીતું તો તે પણ પાછો આપી શકું પૈસો લૂંટી લાવું તો તેને મારી મરજી મુજબ ખરચી શકું. ગુરુદેવ, હવે તો બધું યે પ્રભુનું. એ ભાર ઉપાડવા મહાન શક્તિ જોઈએ. એ ભાર કેમ સહેવાશે?"

ગુરુદેવે કહ્યું, " બેટા, ગભરા નહિ. પ્રભુ તને શક્તિ આપશે. જા, તું પ્રભુને નામે રાજ્ય કર. તું રાજાનાં વસ્ત્રો પહેરજે, પણ તારા હૃદયમાં તો પ્રભુને બારણે ભટકતો ભિક્ષુક જ થજે. લોકોનો પ્રેમ મળી રહેશે." આ શબ્દો સાંભળી શિવાજીને પ્રેમપૂર્વક ભિક્ષા આપનારાં સ્ત્રી, પુરુષો અને બાળકો યાદ આવ્યાં.

રામદાસે તરત જ પોતાની પાસે ભગવા રંગનું વસ્ત્ર હતું તેમાંથી એક ધજા બનાવી અને તે શિવાજીને આપી. રાજાએ પૂછ્યું, " એનું શું કરું ?" જવાબ મળ્યો, " બેટા, એને તારા રાજ્યને માથે ફરકાવજે. આ પવિત્ર રંગની ધજા તારા રાજ્યને પવિત્ર રાખશે."

શિવાજી ગુરુને ચરણે પડ્યા અને બોલ્યા, " ગુરુદેવ, પ્રભુને નામે રાજ્ય કરું એવો આશીર્વાદ આપો."

જમીન પર પડી શિવાજીએ પ્રણામ કર્યા. ગુરુજીની આંખમાંથી આનંદનાં આંસુ વહી રહ્યાં. તેમના હાથમાંની ભગવા રંગની ધજા શિવાજીના દેહ ઉપર ફડફડ કરતી ઊડી રહી.

[ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની એક કવિતાના આધારે. ]

## — સ્વાધ્યાય —

૧. શિવાજીમાં શૌર્યના સંસ્કારો શી રીતે પોષાયા? એનું શું પરિણામ આવ્યું?
૨. કયું દૃશ્ય જોઈને શિવાજીને આઘાત થયો ? શા માટે આઘાત થયો ?
૩. શિવાજીએ નોકરને શા માટે બોલાવ્યો ? તેને શું આપ્યું ? તેમાં શું હતું ? શા માટે એ વસ્તુ આપવામાં આવી ?
૪. રામદાસે શિવાજી પાસે શું કરાવ્યું ? શા માટે એમ કરાવ્યું ?
૫. આખા નગરમાં શા માટે કોલાહલ મચી રહ્યો ? તેઓ શું કરતાં મૂંઝાવા લાગ્યા ? રામદાસને કોની ભિક્ષાથી આનંદ થયો ? શા માટે ?

૬. ગુરુએ ઝોળી સાચવવાનું કહ્યું ત્યારે શિવાજીએ શો જવાબ આપ્યો ? રામદાસે શિવાજીને શાનો ભાર સોંપ્યો ? શિવાજીને શી શિખામણ આપી ?
૭. રામદાસે શિવાજીને ભગવા રંગની ધજા શા માટે આપી ?
૮. શિવાજી શૂરવીર, ગુરુભક્ત, પારકાની વસ્તુ સાચવે એવા પ્રમાણિક છે. કયા પ્રસંગો આ સૂચવે છે ? તેનું ટૂંકમાં વર્ણન કરો.





## માધવ ગવૈયો

ઘણાં ઘણાં વર્ષો પહેલાં માધવ નામે એક ચારણ થઈ ગયો. તેને સંગીતનો ભારે શોખ. એક પણ વાજિંત્ર એવું નહિ હોય જે અદ્ભુત રીતે એ બજાવી ન શકે. તેનો રાગ પણ એટલો જ મધુર. એમ કહેવાતું કે જ્યારે તે ગામડામાં ગાતો ત્યારે માણસો, દૂરથી પશુઓ અને પંખીઓ – એમ બધાં જ સાંભળવા આવતાં અને

એની આસપાસ ટોળે વળી બેસતાં. ઘણી વાર જ્યારે તે જંગલમાં જઈને પોતાની સારંગી વગાડતો ત્યારે જંગલનાં વિકરાળ પશુઓ તેની પાસે દોડતાં આવતાં. તેની આજુબાજુ તેઓ શાંતિથી બેસી જતાં અને તેનું સંગીત સાંભળતાં. આકાશમાં ઊડતાં પંખીઓ પણ નીચે ઊતરી આવતાં અને તેનું સંગીત સાંભળવામાં મશગૂલ બની જતાં. ઘણી વાર તે નદીના કિનારા પર કે ખડક પર બેસીને વાંસળી વગાડતો અથવા જુદા જુદા રાગનાં ગીતો ગાતો. નદીમાં રહેતી માછલીઓ અને વિકરાળ મગરો પણ કિનારા પર આવીને તેનું સંગીત સાંભળતાં. માધવે પોતાના સંગીતની અદ્દ્ભુત કળાથી આખા દેશમાં નામના મેળવી હતી.

એક દિવસ માધવની પત્ની શોભના ગામના બગીચામાં નાનાં બાળકો સાથે આનંદ કરતી હતી. બાળકો ફૂલો તોડીને શોભનાને આપે અને શોભના તેમાંથી ફૂલોના હાર, કલગી, વેણી વગેરે બનાવીને બાળકોને આપે. એટલામાં એકાએક બાજુની ઝાડીમાંથી એક મોટો સાપ નીકળ્યો અને શોભનાને ડંખ માર્યો. શોભનાએ ચિત્કાર કર્યો અને તે જમીન પર તૂટી પડી. બાળકો ગભરાઈ ગયાં. થોડી વારમાં શોભનાનું શરીર લીલુંછમ થઈ ગયું. તે સાપના ઝેરથી મરણ પામી. બાળકો દોડતાં દોડતાં માધવને બોલાવવા ગયાં. માધવ નદીકિનારે બેસીને સારંગી વગાડી રહ્યો હતો. બાળકોએ માધવને સઘળી વાત કરી. માધવ દોડતો દોડતો બગીચામાં આવ્યો, પણ શોભના મરણ પામી હતી. પોતાની પ્રિય પત્નીને મૃત્યુ પામેલી જોઈને માધવ પોકેપોક મૂકીને રડવા લાગ્યો. દુનિયામાં પોતાના જીવનસાથી વગર કેમ રહેવું એની તેને સમજ પડી નહિ. શોભનાના શબ પાસેથી તે ખસી શકયો નહિ. છેવટે તેના મિત્રો આવ્યા અને તેને સમજાવીને ઘેર લઈ ગયા. બે ત્રણ

દિવસ તો માધવે ખાધું પણ નહિ. તેણે સંગીત પણ બંધ કર્યું. આખો દિવસ અને રાત તેને શોભનાના વિચારો જ આવતા. એક રાતે તેને વિચાર આવ્યો 'મારા સંગીતથી હું માણસોને, જંગલનાં વિકરાળ પશુઓને, પાણીમાં રહેતા ભયંકર મગરોને પણ ખુશ કરી શકું છું, તો શું મારા સંગીતથી યમરાજા ખુશ નહિ થાય? મારી અદ્‌ભુત કળા યમરાજાને બતાવીશ. મને ખાતરી છે કે એ પણ ખુશ થશે અને મને વરદાન આપશે. એ વરદાનમાં હું માંગીશ કે મારી શોભનાને પાછી આપો.'

બીજે દિવસે સવારે માધવ વહેલો ઊઠીને ગામમાંથી ચાલી નીકળ્યો. સાથે તેણે પોતાની પ્રિય સારંગી લીધી. તે જંગલમાં દાખલ થયો. જંગલ ઘાડું ને ઘાડું બનતું ગયું. ઝાડી એટલી ગીચ હતી કે સૂર્યનો પ્રકાશ પણ જમીન પર પહોંચી શકતો નહોતો. ગમે તેવો બહાદુર પુરુષ ગભરાઈ જાય એવી આ જગ્યા હતી. પરંતુ માધવ જરા યે ગભરાયા વગર આગળ ને આગળ વધ્યો. ઘણી વાર ભયંકર પ્રાણીઓ નીકળી આવતાં ને તેની સામે ધસી જતાં. જ્યારે તે જંગલી પશુઓ જોતો કે પોતાની સારંગી વગાડવી શરૂ કરતો. તેનું મધુરું સંગીત સાંભળી બળવાન સિંહ પણ ઘેટા જેવો ગરીબ બની જતો. આ પ્રમાણે તેણે બે દિવસ અને બે રાત મુસાફરી કરી જંગલ વટાવી દીધું. ત્રીજે દિવસે તે યમરાજાના મહેલ તરફના રસ્તા પર ચાલવા લાગ્યો. થોડી મુસાફરી પછી તેણે એક મોટો દરવાજો જોયો. દરવાજા આગળ બે મોટા રાક્ષસી કૂતરા બેઠેલા હતા. કોઈ પણ માણસ આ દરવાજામાં દાખલ થઈ શકતો નહિ. કૂતરાઓએ જેવો માધવને આવતો જોયો કે તેમણે ભસવા માંડ્યું. તેમના રાક્ષસી દાંતો જોઈ ભલભલાંનાં હાંજાં ગગડી જાય એમ હતું. માધવ પોતાની સારંગી કાઢીને

વગાડવા લાગ્યો. થોડી વારમાં કૂતરાઓ ભસતા બંધ થયા. માધવ ધીમે ધીમે પાસે ગયો અને પોતાનું સંગીત ચાલુ રાખ્યું. કૂતરાઓ ઊંઘમાં પડ્યા અને દરવાજો એની મેળે ઊઘડી ગયો. માધવ દરવાજામાં દાખલ થઈને આગળ ચાલ્યો. ત્રણેક કલાક ચાલ્યા પછી તે યમરાજાના મહેલ આગળ આવી પહોંચ્યો. મહેલના દરવાજા આગળ યમરાજાના સિપાઈઓ ચોકી કરતા હતા. તેમણે માધવને જોયો અને તરત જ તેને પકડી લીધો. તેઓ માધવને શિક્ષા કરાવવા માટે યમરાજા પાસે દરબારમાં લઈ ગયા. યમરાજા સિંહાસન પર બેઠેલા હતા. માધવને જોઈ તેઓ ખૂબ ગુસ્સે થયા. તેમણે ગર્જના કરીને કહ્યું, 'મૂરખા, તું કોઈ માથાનો ફરેલ લાગે છે. તું અહીં આવવાની હિંમત કેમ કરી શક્યો? મૃત્યુ પામેલા માણસો જ ફક્ત અહીં આવી શકે છે. તું અહીં મારી પરવાનગી વગર આવ્યો એટલે તને બેડી પહેરાવી કેદખાનામાં નાંખવો પડશે. આખી જિંદગી તારે કેદખાનામાં જ ગાળવી પડશે.' એમ કહીને યમદેવે પોતાના સિપાઈઓને માધવને કેદખાનામાં નાંખવા આજ્ઞા કરી.

માધવ યમદેવને પગે પડ્યો ને બે હાથ જોડીને બોલ્યો, 'હે ધર્મરાજા, મારી ભૂલ થઈ. મને માફ કરો. મને કેદખાનામાં નાંખો તે પહેલાં મને મારી સારંગી પર એક ગીત વગાડવાની રજા આપો. મારું સંગીત પૂરું થાય એટલે તમને ગમે તે સજા ફરમાવશો.'

યમદેવ આ સાંભળી શાંત થયા. તેમણે કહ્યું, 'ભલે, ચલાવ તારું સંગીત. જોઉં તો ખરો કે તું કેવો સંગીતશાસ્ત્રી છે?'

માધવે પોતાની સારંગીના તાર પર સૂર મેળવ્યા અને પોતાનું મધુરમાં મધુર ગીત ચાલુ કર્યું. તેની આખી જિંદગીમાં તેણે આવું

સુંદર ગીત ગાયું નહોતું. યમદેવના મોં પરથી ગુસ્સો ઊતરી ગયો. તેમના મોં પર દયાના ભાવો દેખાવા લાગ્યા. માધવે પોતાનું



સંગીત ચાલુ જ રાખ્યું. થોડા સમય પછી યમદેવ એકાએક બોલી ઊઠ્યા, 'શાબાશ! શાબાશ! આવું સંગીત મેં કદી સાંભળ્યું નથી. જુવાન માણસ, હું તારા પર ખુશ છું. તારે જે જોઈએ તે માંગ.'

માધવ ધીમે રહીને બોલ્યો, 'હે યમદેવ! મારે જે વસ્તુની જરૂર છે તે વસ્તુ આપ નહિ આપો તો?'

યમદેવે કહ્યું, 'ભલા માણસ, તને ધર્મરાજનું વચન છે તું જે માંગશે તે તને મળશે જ. બોલ, તારી શી ઇચ્છા છે?'

માધવે કહ્યું, 'હે ધર્મરાજ, મારી પત્ની શોભનાને આપ અહીં લાવ્યા છો. મને મારી શોભના પાછી આપો. એ સિવાય મારે બીજું કશું જોઈતું નથી.'

યમરાજ એક પળ વિચારમાં પડી ગયા. પછી તેમણે કહ્યું, 'તારી ઇચ્છા પૂર્ણ થશે, પરંતુ એક શરતે. શોભના તારી સાથે પાછી આવશે. પણ જ્યાં સુધી તમે બંને ઘાડા જંગલની બહાર પહોંચો નહિ ત્યાં સુધી તારે શોભના તરફ જોવું નહિ. કબૂલ છે તને ?'

માધવ ખુશ થઈ ગયો અને કહ્યું, 'હે ધર્મરાજ, આપનો ઉપકાર માનું છું. આપની શરત મુજબ વર્તવા તૈયાર છું.'

યમદેવે કહ્યું, 'માધવ, તું આગળ જા. શોભના તારી પાછળ પાછળ આવશે. પરંતુ તારું વચન ભૂલીશ નહિ. જો તું તારા વચનનો ભંગ કરશે તો શોભના તને નહિ મળે. શોભનાને અહીં પાછાં આવી રહેવું પડશે.'

માધવ યમદેવને નમસ્કાર કરીને ચાલી નીકળ્યો. બે દિવસ અને બે રાત ચાલ્યા પછી તે ઘાડા જંગલની બહાર આવ્યો. જંગલ પૂરું થતાં સૂર્યના પ્રકાશથી અજવાળું દેખાવા લાગ્યું. માધવ પોતે જંગલમાંથી બહાર નીકળ્યો એટલે તરત જ એણે પાછા ફરીને શોભના તરફ જોયું. શોભના જંગલમાંથી બહાર આવી નહોતી. માધવે ઉતાવળ કરી પોતાના વચનનો ભંગ કર્યો. તેણે શોભનાની આકૃતિ જોઈ. તેને શોભનાનો અવાજ સંભળાયો, 'તમે શા માટે ઉતાવળ કરી? તમે યમરાજાની શરતનો ભંગ કર્યો. મારાથી તમારી સાથે નહિ અવાય. પ્રભુ તમારું ભલું કરે!' આટલું બોલી રહી એટલામાં શોભના દેખાતી બંધ થઈ. માધવ તે જ જગ્યાએ બેસી ગયો. પશુ અને પંખીઓ તેની આજુબાજુ વીંટળાઈ વળ્યાં, પણ તેણે સારંગી વગાડી નહિ. તે તેમનાં શરીર પર હાથ ફેરવી રડવા લાગ્યો અને પાછળ ફરી ફરીને જોવા લાગ્યો કે શોભના છે કે નહિ. તે દિવસથી તેણે સારંગી છોડી તે છોડી.

માધવ આમ તેમ બહુ ભટકયો, પણ તેણે સારંગી હાથમાં ન લીધી તે ન જ લીધી.

— સ્વાધ્યાય —

૧. માધવની આજુબાજુ માણસો, પશુ, પંખી વગેરે શા માટે ટોળે વળતાં ?
૨. શોભના કયાં અને શી રીતે મરણ પામી ? એના મરણની માધવ પર શી અસર થઈ ?
૩. યમરાજને ખુશ કરવાનો વિચાર માધવે શા માટે કર્યો ? તેમને કેવી રીતે ખુશ કરવાનો વિચાર કર્યો ?
૪. ત્રીજે દિવસે માધવ કયે રસ્તે જવા લાગ્યો ? એને મોટા દરવાજા આગળ શી મુશ્કેલી નડી ? એણે શું કર્યું ?
૫. યમરાજાના દરવાનો માધવને પકડીને કયાં લઈ ગયા ? યમરાજે એને કેદખાનામાં નાંખવા માટે શું કારણ આપ્યું ?
૬. યમરાજને માધવે શી રીતે ખુશ કર્યા ? એણે યમરાજ પાસે શું માંગ્યું ?
૭. યમરાજાએ કઈ શરતે શોભનાને જીવતી આપવાનું વચન આપ્યું ?
૮. શોભના પાછી કેમ જતી રહી ? એણે માધવને શું કહ્યું ? શોભના જતી રહી તેની માધવ પર શી અસર થઈ ?



# અણહિલનો મેળાપ

[ પંચાસરના બહાદુર રાજા જયશિખરી પર એક વખત રાજા ભુવડે મોટા સૈન્યથી ચડાઈ કરી. જયશિખરીને લાગ્યું કે આ વખત લડાઈ જિતાશે નહિ. તેણે પોતાની રાણી રૂપસુંદરી અને પોતાના સાળા સૂરપાળને બોલાવી કહ્યું, "તમે બંને કિલ્લો છોડી કયાંક જંગલમાં જતાં રહો. રાણીને પુત્ર અવતરશે તો એ કોઈ દહાડો પંચાસર પાછું લેશે." ભાઈબહેન જંગલમાં ભીલના રાજાને ત્યાં ગયાં ને ત્યાં રાણી વફાદાર ભીલોના આશ્રયે રહી. સૂરપાળ અવારનવાર બહેનની ખબર લેતો અને પછી ક્યાંક ચાલી જતો. થોડા વખતમાં રાણીને કુંવરનો જન્મ થયો. તેનું નામ વનરાજ

તે ધીમે ધીમે મોટો થવા લાગ્યો. એક વખત જંગલમાં શીલગુણસૂરી નામના મુનિ મહારાજે વનરાજ અને તેની માને જોયાં. સાધુએ મા-દીકરાને ત્યાંથી ચંદુરના મંદિરમાં જઈને રહેવાનું કહ્યું, કેમકે જંગલમાં દુશ્મનો તેમની શોધખોળ કરતા હતા. મંદિરમાં વનરાજ મોટો થવા લાગ્યો. સૂરપાળ ત્યાં આવતો. એક વખત વનરાજે માને પૂછ્યું, "મા, મારા પિતા કોણ?" રૂપસુંદરીએ તેને એક રત્નવાળી વીંટી અને તલવાર આપી કહ્યું, "તું જયશિખરીનો પુત્ર છે." સૂરપાળ મળવા આવ્યો ત્યારે વનરાજ બોલ્યો, "મામા, મને હવે રણક્ષેત્રમાં લઈ ચાલો." સૂરપાળે વનરાજને હથિયાર વાપરતાં શીખવ્યું. પછી વનરાજ માની વિદાય લઈ મામા સાથે ભુવડના સૈનિકોને હેરાન કરવા ચાલી ગયો. મામાભાણેજે થોડા સૈનિકો ભેગા કર્યા અને તેઓ લૂંટફાટ કરવા લાગ્યા. રાજાની તિજોરી ભરીને જતાં ગાડાં પણ લૂંટયાં. બહાદુર વનરાજને આવા બહાદુર મામાની ઓથ હતી. એક વખત એક અકસ્માત થતાં વનરાજ મામાને ગુમાવી બેઠો. ]

એક વખત સૂરપાળ જંગલમાં પૂરપાટ ઘોડો દોડાવ્યે જતો હતો. સંધ્યાનો વખત હતો ને સામે પાર નીકળી જવાની એને જરૂર હતી. એટલામાં એના કપાળે એક તોતિંગ ઝાડની ડાળ ભટકાઈ ને તે તમ્મર ખાઈને નીચે પડી ગયો. વનરાજ એની પાછળ આવતો હતો. તેણે આ જોયું ને તે દોડ્યો, પરંતુ તે મામાને બચાવી શકયો નહિ. પણ વનરાજ હવે બાપનું રાજ પાછું મેળવશે જ એવી અખૂટ શ્રદ્ધા મામાની નજરમાં હતી. વનરાજે મામાનું રક્ષણ ગુમાવ્યું ને તે ફરી એકલો થઈ ગયો.

પણ ઈશ્વર અતિ દયાળુ છે. મામાને ખોયા પછી વનરાજ ઉદાસીન થઈને એક દિવસ ફરી રહ્યો હતો. નીલાછમ ડુંગરાઓ ઉપર વાદળાંઓએ તેજછાયાની રમત માંડી હતી. એક કાળી વાદળી આકાશમાં પથરાતી હતી અને તેને પકડવા એક બીજી નાની વાદળી ધસતી હતી. વનરાજ, મામાના વિયોગથી એકલો બેઠો બેઠો જંગલમાં આ રમત જોઈ રહ્યો હતો.

એટલામાં તેણે ગજબની મીઠી વાંસળી સાંભળી. વાંસળી તો એ પોતે પણ વગાડી જાણતો. પણ એમાં આવી મીઠાશ નહોતી.

એણે કેટલા ય મોટા વાંસળી વગાડવાવાળાને સાંભળ્યા હતા, પણ ક્યાં ય આ ગજબનાક મધુરતા ન મળે. એ પોતાનું દર્દ ભૂલી ગયો અને આવો મધુર સ્વર ક્યાંથી આવે છે એ જોવા અધીરો બની ગયો.

દૂરદૂરના એક ડુંગરાની ટોચ ઉપરથી એ અવાજ આવી રહ્યો હતો.

વનરાજ ધીમે પગલે એ ડુંગરા તરફ જવા માટે ઊપડ્યો.

પણ ડુંગરાનો ચઢાવ એટલો સીધો હતો, એવી તો વાંકી-ચૂકી ખાડાટેકરાવાળી પગદંડીમાંથી પસાર થતો હતો કે વનરાજને આશ્ચર્ય લાગવા માંડ્યું, કે પેલો વાંસળીવાળો કયે રસ્તે થઈને ટોચે પહોંચ્યો હશે. એક જગ્યાએ તો કોતરેલા ખડકમાંથી નીકળવાનું હતું, ને એ ગુફામાંથી બહાર નીકળો કે તરત સામે ભયંકર ખીણ મોં વકાસીને પડી હતી. જરાક પગ ચૂકે તો મોતના મોંમાં જઈ ચડે એવી ભયંકરતા ત્યાં હતી.



વનરાજ અને અણહિલ

વનરાજ જેમ તેમ ઉપર પહોંચ્યો, પણ પેલો વાંસળી વગાડવાવાળો તો કાંઈ ન હોય તેમ પોતાની મસ્તીમાં મસ્ત હતો.

વનરાજ વધુ પાસે સર્યો. પણ તે હેબતાઈને બે ડગલાં પાછો હઠી ગયો. એક ભયંકર સીધા ઝૂલતા ખડકની ટોચ ઉપર વાંસળીવાળો બેઠો હતો. નીચે નજર નાંખો તો ત્રણ ચાર હજાર ફૂટ અંધારઘેરી કોઈ ખીણ ત્યાં પથરાયેલી હતી; ને અહીં ટોચે તે બેઠો હતો એટલી જ જગ્યા બેસવાની હતી. ઝૂલતા ખડકની નીચે જો અકસ્માત પણ નજર થઈ જાય તો ચક્કર આવીને પડી જવાય એવી ભીષણ એ ટેકરી હતી.

વનરાજને હેબતાઈ ગયેલો જોઈને વાંસળીવાળો હસી પડ્યો. વનરાજને થયું કે હમણાં હસવા હસવામાં એ પોતાનું શરીર એક તરફ ઢાળી દેશે તો નીચે પડી જશે, એટલે વનરાજ પોતે વધુ દૂર પાછો હઠી ગયો.

પણ વાંસળીવાળો કાંઈ પડી જાય તેવો ન હતો. તેણે પોતાના શરીરને બરાબર કેળવ્યું હતું. તે ધીમેથી બેઠો થયો. એટલી તો સુંદર ઊંચાઈનો એ આકર્ષક જુવાન હતો કે વનરાજ વાંસળીની વાત ભૂલી ગયો ને આ માણસે આવું સશક્ત પ્રમાણબદ્ધ શરીર શી રીતે વિકસાવ્યું હશે એના વિચારમાં પડી ગયો. એની દસે આંગળીએ સોનારૂપાના વેઢ હતા. હાથમાં કડિયાળી મજબૂત ડાંગ હતી. ખભે ધાબળો હતો. નાડીમાં ફૂમતાં ઝૂલી રહ્યાં હતાં. ઓડિયાં સુંદર રીતે વાળીને કાનને ફૂલથી શણગાર્યા હતા. આંખમાં મીઠું અંજન હતું. પણ અંજન વડે આંખની શોભા ન હતી. જાણે કે એની મરદાઈ એની આંખમાં બેસીને એને શણગારી રહી હતી. વનરાજ એની સામે જોઈ રહ્યો : ‘ તમે આ ક્યાં શીખ્યા ? ’

‘ શું ? ’

'આ વાંસળી વગાડવાનું.'

'શિખવાડે કોણ ? – શિખવાડનાર આ રહી – આ —' કહીને એણે ચારે તરફની વિસ્તીર્ણ લીલોતરી ભરેલી ટેકરીઓ બતાવી: 'આ જંગલની મજો જેણે લીધી હોય એને હોઠે એ એની મેળે આવી ચડે છે.'

વનરાજ જંગલનો શોખીન હતો. પણ એને માટે જંગલ એ આપત્તિમાં આશ્રયસ્થાન જેવાં હતાં; જ્યારે આ જુવાન તો જંગલનો રસિયો નીકળ્યો. એને માટે તો જંગલ માતાના ખોળા જેવાં હતાં.

'તમે આ જંગલમાં બહુ ફર્યા છો ?' વનરાજે પૂછ્યું.

જવાબમાં સ્વચ્છ સુંદર હાસ્ય આવ્યું : 'બહુ ફર્યો છું ? અરે, આ જંગલનો રસ્તે રસ્તો, કેડીએ કેડી, પગદંડીએ પગદંડી, ઝાડે ઝાડ ને છોડે છોડ મને ઓળખે છે. હું એમને ઓળખું છું. પેલો લેલુંબ રૂખડો — જુઓ ત્યાં —'

વનરાજે દૃષ્ટિ કરી તો અત્યંત દૂર તળેટીમાં એક મહાન ઝાડ હતું.

'એ રૂખડા નીચે મારી બેઠક છે. તમે આ તીર રાખો છો તે ફેંકતાં તો આવડતું હશે નાં ?'

વનરાજને લાગ્યું કે આ માણસ અજબ લાગે છે. એટલી નિર્ભયતાથી વાત કરે છે કે જાણે પોતે પૃથ્વીપતિ હોય ! વનરાજે જવાબ વાળ્યો : 'તીર રાખું છું ને વીંધી પણ જાણું છું ! —'

ત્યારે કરો જઈ, પેલા રૂખડાને નિશાન —'

વનરાજે રૂખડાને નિશાન કરીને સનનન કરતું તીર ફેંક્યું.

પણ અરે ! આ શું ? સાથે સાથે બીજું તીર કોણે ફેંક્યું ? હવામાં જેમ સરેરાટી બોલતી જાય એમ સરેરાટી બોલતી ગઈ. વનરાજના તીરની સાથોસાથ પેલા જુવાને પોતાની લાકડી ફેરવીને એવો તો ઘા કર્યો હતો કે તીરના જેવી ઝડપથી એ પણ ચાલી ગઈ. જાણે બીજું તીર ! અને વનરાજના તીરની સાથે જ એ પણ રૂખડા સાથે ભટકાઈ.

હજી તો વનરાજ આ માણસની ઘા કરવાની શક્તિનો ખ્યાલ કરે છે, ત્યાં જેમ પાણીનો ધોધ પડે તેમ પેલો જુવાન ટેકરી ઉપરથી સડેડાટ નીચે ઊતર્યો. પોતાની લાકડી લેવા એ દોડ્યો. વનરાજ તો એ જોઈ જ રહ્યો. મોંભર ભૂંડે હાલે પડ્યા વિના આવી છાતીફાટ ચડાઈનું ઉતરાણ એ શી રીતે કરે છે, એ વળી નવી નવાઈની વાત લાગી. પેલો જુવાન તો કાંઈ ન હોય તેમ ઝટાપાટાબંધ નીચે પહોંચી ગયો હતો.

થોડી વારમાં તે લાકડી ને તીર લઈ આવ્યો. એને હાંફ ચડી ન હતી કે થાક લાગ્યો ન હતો. એ માત્ર વાંસળી વગાડનારો જ નથી પણ તેની કાયામાં અથાક શ્રમ સહન કરવાની શક્તિ છે એ જોઈને વનરાજને એને માટે માન થયું.

'તમે કોણ છો ? તમારું નામ શું ?' તેણે પૂછ્યું.

'મારું નામ અણહિલ.'

'કેવા છો ?'

'ભરવાડ —'

'અહીં શું કરો છો આ જંગલમાં ?'

'આ જંગલમાં મને મજો પડે છે. ગામમાં હવે મને ગોઠતું નથી. રાજ પરદેશી છે. એનાં માણસ સાથે મફતનો કજિયો થઈ

જાય — કે'છે જયશિખરી મહારાજનો છોકરો પાકયો છે. પણ એનામાં પાણી હોય તો આની પાસેથી રાજ ઝૂંટવતાં આટલી વાર લાગે ખરી ?'

અણુહિલના વાકયે વનરાજને વિચાર કરતો કરી મૂકયો. આ ભરવાડ માત્ર શેખી કરતો ન હતો. એના બળનો પરિચય હમણાં જ એણે આપ્યો હતો. વનરાજને થયું કે જો આવો માણસ એનો મિત્ર ને સાથી બની જાય તો જંગલે જંગલની છાની સંતાવાની જગ્યાઓ એને મળી જાય. તો દુશ્મનોને એવા તો થકવી દેવાય કે એ હાથજીભ કાઢે. તેણે અણુહિલની રાજભક્તિની કસોટી કાઢવા માટે કહ્યું : 'પણ આ રાજ શું ખોટું છે ? જૂના રાજાનો એવો મોહ શા કામનો ? જે રાજ કરે તે આપણો રાજા.'

'આ વળી તમે નવી નવાઈની વાત લાવ્યા. બાપની ધરતી દીકરો પાછી નહિ વાળે તો તો પછી કળજુગ ચારે પાયે બેસી ચૂકયો બાપ ! બીજું શું ?'

'પણ એ એકલો શું કરે ?'

'સાવજનાં તે વળી કયાંય ખાડાં હોતાં હશે ? એકલો મરણિયો તો હજારને ભારે પડે !'

'પણ ત્યારે તમે એને કેમ સાથ નથી આપતા ? તમે એને જોયો છે ?'

'કોને ?' અણુહિલે પૂછયું.

જયશિખરી મહારાજના છોકરાને —'

'કે'છે બહાદુર છે. પણ રૈયતને જગાડ્યા વિના શી રીતે એ રાજ મેળવવાનો હતો ? હમણાં તો રૈયતને રંજાડે છે !

'બહારવટું ખેડવું કાંઈ સહેલું છે ? રૈયતને રંજાડે નહિ તો શું કરે ?'

'શું કરે ? અરે, આ જંગલમાં એવા એવા તો ખોયાણુ ભોંસ્તા પડ્યા છે કે આખાં લશ્કરનાં લશ્કર તૈયાર થાય તો કોઈ ને પત્તો પણ લાગે નહિ. જંગલ કોઈ ને જોવું નથી ને પછી જંગલ એને શું આપે ? જંગલની વાત તો અનેરી છે!'

વનરાજ વિચાર કરી રહ્યો. અણુહિલની વાત સાચી હતી. વહેલે મોડે લડ્યા વિના માત્ર રૈયતને રંજાડીને રાજ પાછું કેમ લેવાય? તેણે મીઠાશથી કહ્યું: 'પણ તમે આ વાંસળી ક્યાંથી શીખ્યા ? કોની પાસેથી શીખ્યા ?'

'એ તો ઠીક છે, બાપુ, બે ઘડી મનમોજનું સાધન. જ્યાં જુઓ ત્યાં પરદેશી ઘાડાં રખડતાં હોય, એટલે અમારા જેવાં ભરવાડાં આંહીં જંગલમાં સારાં!'

'પણ ત્યારે તમે જયશિખરીના છોકરાને મદદ આપો તો ?'

'કે'છે બહાદુર છે. મદદ માગે તો આપીએ —'

'લ્યો, મદદ માગે છે. શી મદદ આપશો ?'

'એ કાંઈ એમ કહેવાય ?'

'પણ આ માગે તો છે.' વનરાજના મોં ઉપર જરા સ્મિત આવી ગયું.

'કોણુ માગે છે? શું માગે છે? —' અણુહિલે આશ્ચર્યથી પૂછ્યું.

'પછી આ તમારી સામે કોણુ ઊભેલ છે? અણુહિલ!'

અણુહિલ ભરવાડની નસેનસમાં રાજભક્તિ હતી. તેને પોતાનું વતન વહાલું હતું. મહારાજ જયશિખરીના પુત્રની કીર્તિ તેણે ચારે તરફ સાંભળી હતી. એને થયું, એ જ આ ન હોય ?'

'તમે કોણ છો?' તેણે પૂછ્યું.

'ઓળખી કાઢો,' વનરાજે કહ્યું.

વનરાજને જ આજે પોતાની સમક્ષ ઊભેલો જોઈને અને એનાં રૂપ અને તેજ જોઈને અણુહિલથી હાથ જોડાઈ ગયા. તે વનરાજને નમી પડ્યો: 'મહારાજ! ક્ષમા કરો. મેં તમને ઓળખ્યા નહિ. શું તમે જ વનરાજ મહારાજ?'

વનરાજે કહ્યું: 'ક્ષમા કરવાની વાત નથી. તમે તો મને એક નવો રસ્તો બતાવ્યો છે. રૈયતને રંજાડવાથી નહિ, જગાડવાથી ગયેલું રાજ પાછું મેળવાશે. તમારો મને સાથ હશે તો આપણે ઘેરઘેર ફરીને નવા મરદ જગાડીશું!'

'મહારાજ! પ્રજા તો તૈયાર થઈ જશે. પણ શરૂઆત બહુ જ છાની રીતે કરવી પડશે. સૈનિકો તૈયાર કરવા એ કાંઈ જેવી તેવી વાત નથી. બહારવટાં ચલાવવાં સહેલાં છે—પણ સૈનિકો તૈયાર કરવા સહેલા નથી.'

'આપણે હવે એ કામ ઉપર જ મંડીશું. બહારવટું બહુ ખેડ્યું. મામા હતા, એની ઓથ હતી, એ પણ ગયા —'

'કોણ સૂરપાળ મહારાજ? અરેરે, એમને શું થયું?'

'દેવ થયા —'

'અરે! ભગવાન —! એમની ઓથે તો આપણે સાત સમંદર પાર કરત.'

'પ્રભુને જે ગમ્યું તે ખરું. હવે તો અણુહિલ! તમારા જેવા જુવાનો ઉપર જ મારો આધાર છે —'

'આધાર મારા નાથ સોમનાથ ભગવાનનો — પણ ઘેરઘેર ફરીને મહારાજ માટે એક સેના સરજવાનું હું કબૂલું છું —'

'ને હું તમને એ મારી થનારી સેનાના સેનાપતિ નીમું છું.' અણુહિલે હાથ જોડીને ભક્તિથી સેનાપતિપદનો સ્વીકાર કર્યો.

— ધૂમકેતુ

— સ્વાધ્યાય —

૧. વનરાજના મામાને કયો અકસ્માત થયો? મામાની ઓથ જતાં વનરાજ ક્યાં ફરવા લાગ્યો?
૨. વનરાજ કઈ વસ્તુ જોવા માટે અધીરો બની ગયો? એણે અણુહિલને ક્યાં જોયો?
૩. વનરાજે અણુહિલને જોયો ત્યારનું અણહિલનું વર્ણન કરો.
૪. અણુહિલને વાંસળી વગાડતાં કોણે શીખવ્યું હતું? એને બીજી કઈ વિદ્યા આવડતી હતી?
૫. અણુહિલની કઈ વસ્તુથી વનરાજને ભારે નવાઈ લાગી? અણુહિલ જંગલમાં જ કેમ રહેતો હતો? એને ગામમાં રહેવું કેમ ગમતું નહિ?
૬. વનરાજે અણુહિલની રાજભક્તિની કસોટી શી રીતે કરી?
૭. રાજ મેળવવું હોય તો અણુહિલના મતે શું તૈયાર કરવું જોઈએ?
૮. અણુહિલે વનરાજને રાજ મેળવવાનો કયો નવો રસ્તો બતાવ્યો?
૯. વનરાજે અણુહિલને પોતાનો મિત્ર બનાવવા શું કર્યું? તેને કયું કામ સોંપ્યું?



## દશ મૂરખના સરદારો*

'એક દિવસ બાદશાહને ખૂબ વિચારમાં પડેલા જોઈ બિરબલે પૂછ્યું, 'નામદાર, આપ આટલો બધો શેનો વિચાર કરી રહ્યા છો?'

* 'બિરબલ અને બીજા'–માંથી. પ્રકાશક–સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. કિંમત રૂા. ૧–૮–૦.

'મને એવો વિચાર આવ્યો કે ચતુર માણસો તો મેં બહુ જોયા છે, પણ મૂરખાઓ બહુ ઓછા જોયા છે. હોશિયાર માણસોને તો એ બોલેચાલે તે પરથી પકડી શકાય, પણ મૂરખાઓને ઓળખવા શી રીતે?'

'એમાં શું અઘરું છે, નામદાર? મૂરખાઓ પણ એમના બોલવાચાલવા પરથી ઓળખી શકાય,' બિરબલે જવાબ દીધો.

'હા, એ ખરું છે,' અકબરે કહ્યું. પછી કંઈ વિચાર આવતાં એ બોલ્યો; 'એક કામ કર.'

'શું નામદાર?'

'મારે મૂરખાઓને જોવા છે. અઠવાડિયાની અંદર તું દશ મૂરખના સરદારોને લાવી હાજર કર!'

'જેવો હુકમ, નામદાર!' બિરબલે કહ્યું, ને પછી બીજી થોડીઘણી વાતચીત કરી રજા લીધી.

બિરબલ અનેક માણસોના સમાગમમાં આવ્યો હતો. એમાં કેટલાક મૂરખાઓ પણ હતા. પણ એમાંનો કોઈ પણ મૂરખનો સરદાર કહી શકાય એવો નહોતો. એણે શહેરમાં મૂરખના સરદારોની શોધમાં ફરવા માંડ્યું.

એક દિવસ એક ઘોડેસવાર માથા પર ઘાસનો ભારો લઈને જતો એને રસ્તામાં મળ્યો. એને ઊભો રાખીને પૂછ્યું, 'ભલા માણસ, તમે આ ઘાસનો ભારો માથે કેમ મૂક્યો છે?'

'હાથથી ઘોડાની લગામ ઝાલી છે, એટલે બગલમાં રાખી શકાય એમ નથી. તેથી માથે મૂક્યો છે,' ઘોડેસવારે જવાબ દીધો.

'પણ ઘોડા પર મૂકતાં શું થતું હતું?' બિરબલે પૂછ્યું.

'ઘોડા પર? જોતા નથી કે ઘોડો કેટલો નબળો છે! મારો જ ભાર એ જેમ તેમ ઊંચકી શકે છે તેમાં વળી ઘાસનો ભારો એના પર મૂકું તો એ બિચારો મરી ન જાય?' ઘોડેસવારે કહ્યું.

બિરબલે એનાં નામઠામ પૂછીને લખી લીધાં અને પછી આગળ ચાલ્યો.

'ભાઈ, મને બેઠો કરો. ભગવાન તમારું ભલું કરશે,' કાદવમાં પડેલા એક માણસે બૂમ મારીને કહ્યું. બિરબલે એની સામે જોયું.

બે હાથ પહોળા કરીને એ કાદવમાં પડ્યો હતો અને એની મેળે બેઠો થઈ શકે એમ હતું તો યે એ બેઠા થવાનો પ્રયત્ન નહોતો કરતો.

'તમારી મેળે બેઠા થવાય એમ નથી?' બિરબલે પૂછ્યું.

'ના,' પેલાએ જવાબ દીધો.

'મારો હાથ ઝાલો,' કહી બિરબલે એને ટેકો આપવા પોતાનો હાથ લંબાવ્યો. પણ પેલા માણસે કહ્યું, 'નહિ, નહિ, મારા હાથને અડકશો નહિ. મારી ચોટલી પકડીને મને બેઠો કરો.'

'કેમ? તમારા હાથને કંઈ ઈજા થઈ છે?' બિરબલે પૂછ્યું.

'ના, ઈજા તો કશી નથી થઈ. પણ પહેલાં મને ચોટલી પકડીને બેઠો કરો, પછી કહું,' પેલા માણસે કહ્યું.

બિરબલે એને ચોટલી પકડીને ઊભો કર્યો. એ પછી પણ પેલો માણસ બે હાથ પહોળા રાખીને ઊભો રહ્યો. તે જોઈ બિરબલે પૂછ્યું, 'પણ તમે હાથ આમ કેમ રાખ્યા છે?'

'એ જ વાત છે ને!' પેલાએ જવાબ દીધો: 'મારે સુથાર પાસે કબાટ કરાવવું છે તેની પહોળાઈનું માપ લાવવા એણે મને

કહ્યું હતું. અમારા ઘરનું જૂનું કબાટ માપી જોયું તો એ મારા બે હાથની પહોળાઈ જેટલું છે. એટલે માપ ભૂલી ન જવાય માટે



બે હાથ પહોળા રાખી હું સુથારને બતાવવા જતો હતો. રસ્તામાં આવતાં લપસી પડ્યો, પણ હાથ નીચા કરું તો માપ ભૂલી જવાય એટલે હાથ એમને એમ રાખી પડી રહ્યો. આ તમે આવીને ઊભો કર્યો તો માપ બરાબર જળવાઈ રહ્યું.

બિરબલે એનાં પણ નામઠામ પૂછીને લખી લીધાં.

બીજે દિવસે સવારે બિરબલ રસ્તામાં ફરવા નીકળ્યો હતો. તેવામાં ખૂબ જોરથી દોડતો એક માણસ આવીને એની સાથે ભટકાયો. બિરબલને એવો સખ્ત ધક્કો લાગ્યો કે એ પડતો પડતો સહેજમાં બચી ગયો. એણે એ માણસનો હાથ પકડી ઊભો

રાખ્યો ને કહ્યું, 'ભલા માણુસ, જોતા નથી ?' 'મારી કસૂર થઈ, માફ કરો. પણ હું બહુ ઉતાવળમાં હતો,' પેલા માણુસે જવાબ દીધો.

'પણ એવી તે શી ઉતાવળ હતી ? ક્યાં જવું હતું તમારે ?'

'જવું તો કશે નહોતું.'

'ત્યારે આવા હાંફળા ફાંફળા દોડતા હતા કેમ ?'

'મારો અવાજ ક્યાં સુધી ગયો છે તે મારે જોવું હતું.'

'એટલે ?'

'હું અહીં મસીદમાં નમાઝ પઢાવું છું. સવારમાં મેં નમાઝ પઢવા માટે બૂમ મારી. હવે મારી બૂમ કેટલે સુધી પહોંચી છે તે જોવા દોડું છું. તમે રસ્તામાં ભટકાઈ ન પડ્યા હોત તો મેં એને પકડી પાડી હોત,' પેલાએ ખુલાસો કરતાં કહ્યું. બિરબલે એનાં પણ નામઠામ લખી લીધાં અને આગળ ચાલ્યો. એ થોડે દૂર ગયો એટલે એણે બે માણુસને મારામારી કરતા જોયા. એણે વચ્ચે પડીને બંનેને છૂટા કરી મારામારીનું કારણ પૂછ્યું.

'સાળો હરામી ! પાજી !' પહેલો માણુસ બોલ્યો.

'બદમાશ, હલકટ !' બીજાએ જવાબ દીધો.

'તારો બાપ બદમાશ,' પહેલાએ કહ્યું અને બીજાને મારવા એ ધસ્યો.

'અરે ! પણ છે શું તે તો કહો,' બિરબલે બંનેને અટકાવી પૂછ્યું.

'મારી ભેંસ તને શી ભારે પડે છે કે એને વાઘ પાસે મારી નંખાવવા તૈયાર થયો છે ?' પહેલાએ બિરબલને જવાબ દેવાને બદલે બીજાને સંબોધીને કહ્યું.

'હા, હા. મારો વાઘ તારી ભેંસને ખાઈ જશે. તારાથી થાય તે કરી લે,' બીજાએ જવાબ દીધો.

'એમ, જોવું છે?' પહેલાએ કહ્યું.

'અરે! પણ મહેરબાનો! બોલશો ખરા કે શી હકીકત છે? ભેંસ ને વાઘની શી વાત છે?' બિરબલે મોટેથી કહ્યું. અને આ તોફાન જોઈ ત્યાં આજુબાજુથી બીજા માણસો પણ આવીને ભેગા થઈ ગયા.

બિરબલે બંનેને શાંત પાડીને હકીકત પૂછી.

'વાત એમ છે,' પહેલાએ કહ્યું; 'અમે બંને સાથે ફરવા નીકળ્યા છીએ. વાતમાં ને વાતમાં આણે મને પૂછ્યું, 'અત્યારે ભગવાન આવીને તને જે જોઈએ તે માગવાનું કહે તો તું શું માગે?' મેં કહ્યું, 'મને દૂધની બહુ આપદા પડે છે તો હું એક ભેંસ માગી લઉં.' પછી મેં એને પૂછ્યું કે તને પૂછે તો તું શું માગે? એણે શો જવાબ દીધો, જાણો છો? એ કહે કે મને ભગવાન માગવાનું કહે તો હું વાઘ માગી લઉં. મેં પૂછ્યું, 'વાઘ શા માટે?' તો હરામખોર કહે છે કે તારી ભેંસને ખાઈ જવા. મારી ભેંસે એના બાપનું શું બગાડ્યું હતું—?'

'એઈ! બાપ સુધી નહિ જા—' બીજો વચ્ચે બોલી ઊઠ્યો.

'નહિ તો?' પહેલાએ પૂછ્યું.

'નહિ તો ચામડી ઊતરડી નાખીશ,' બીજાએ કહ્યું, ને પહેલાને એ મારવા ધસ્યો. બિરબલ અને બીજા બેત્રણ માણસોએ મળીને બંનેને સમજાવીને શાંત પાડ્યા. ટોળામાં તેલની બરણી લઈને એક માણસ ઊભો હતો. તે બિરબલ પાસે આવી કહેવા

લાગ્યો, 'તમે પણ શું આવા મૂરખ માણસની પાછળ વખત બગાડો છો!' 'મૂરખ તો ખરા પણ —' બિરબલ બોલ્યો. પણ એ કાંઈ આગળ બોલે તે પહેલાં પેલાએ તેલની બરણી જમીન પર પછાડી. બરણીના કટકે કટકા થઈ ગયા ને તેમાંથી તેલ નીકળીને જમીન પર વહેવા માંડ્યું. તે બતાવી એ બોલ્યો, 'એ લોકો મૂરખ ન હોય તો બરણીના કટકા થયા તેમ મારા કટકા થઈ જાય, ને આ તેલ વહી જાય છે તેમ મારું લોહી નીકળી જાય!' બિરબલે એ ત્રણે જણનાં નામઠામ લખી લીધાં.

આ બનાવ પછી બેએક દિવસ રહીને બિરબલ બાદશાહ પાસે ગપ્પાં મારીને, રાતે ઘેર પાછો ફરતો હતો ત્યાં રસ્તામાં ફાનસ હેઠળ એણે એક માણસને કંઈ શોધતો દીઠો.

'શું શોધો છો? કંઈ પડી ગયું છે?' બિરબલે પૂછ્યું.

'હા,' પેલાએ ટૂંકો જવાબ આપ્યો.

'શું?'

'સોનાની વીંટી.'

'લાવો, હું યે શોધવા લાગું,' કહી બિરબલે પણ વીંટીની શોધ કરવા માંડી. ત્યાંથી પસાર થતા માણસો પણ એ શોધમાં ભળ્યા.

'તમારી ખાતરી છે કે અહીં જ પડી હતી?' થોડી વારે ટોળામાંથી એક જણે પૂછ્યું.

'ના, અહીં નથી પડી.'

'ત્યારે?'

'પડી ગઈ છે ત્યાં, દૂર —' આઘે અંધારા ખૂણા તરફ, આંગળી કરી એણે જવાબ દીધો.

'ત્યારે અહીં શેના શોધો છો? આટલે સુધી કંઈ ગબડી આવે?'

'ત્યાં અંધારું બહુ છે અને અહીં દીવો છે એટલે અજવાળે શોધી શકાય,' પેલાએ જવાબ દીધો.

'મારો બેટો તદ્દન મૂરખ છે. આપણને નકામી મહેનત કરાવી,' એમ તિરસ્કારથી કહીને, વીંટી શોધવા ભેગા થયેલા લોકો ત્યાંથી ચાલી ગયા. બિરબલે એનાં નામઠામ લખી લીધાં.

બીજે દિવસે બિરબલ નદીકિનારે ફરતો હતો ત્યાં એણે એક માણસને રેતીના ઢગલામાં કંઈ શોધતો જોયો. 'શું શોધો છો, ભાઈ?' બિરબલે પૂછ્યું.

હું નદીમાં નાહવા ગયો હતો ત્યારે મારી આંગળીએ હીરાની વીંટી હતી તે મેં અહીં રેતીમાં દાટી હતી. હવે તે જડતી નથી,' પેલાએ કહ્યું.

'ક્યાં દાટી હતી તે બરાબર ખબર છે?'

'હા, અહીં રેતીમાં — ઊંડો ખાડો પાડીને દાટી હતી.'

'પણ કંઈ નિશાની રાખી છે?'

'હા, નિશાની રાખ્યા વગર તે કંઈ દાટું ખરો?'

'શી નિશાની રાખી હતી?'

'જ્યાં મેં વીંટી દાટી હતી ત્યાં બરાબર તેની ઉપર આકાશમાં ઊંટના જેવા દેખાવનું એક વાદળું હતું. પણ હવે એ વાદળું યે દેખાતું નથી ને વીંટી યે દેખાતી નથી,' પેલાએ નિરાશ થઈ કહ્યું. બિરબલે એનાં પણ નામઠામ પૂછીને લખી લીધાં.

અકબરે આપેલી મહેતલ પૂરી થઈ એટલે દરબારમાં જઈને ઉપર ગણાવેલા આઠે જણાનાં નામઠામ આપી અકબરને એ સૌને બોલાવી મંગાવવા કહ્યું. અકબરે એ સૌને બોલાવી મંગાવ્યા. બિરબલે એ દરેક સંબંધમાં પોતે જે જાણતો હતો તેનું વર્ણન કરી કહ્યું, 'આપે માગેલા મૂરખના સરદાર આ રહ્યા, નામદાર.'

'પણ આ તો આઠ જ છે. મેં તને દશ લાવવાનું કહ્યું હતું,' અકબરે કહ્યું.

'નામદાર, દશે દશ હાજર છે,' બિરબલે જવાબ દીધો.

'આ તો આઠ દેખાય છે. બાકીના બે કયાં છે?' અકબરે પૂછ્યું.

'આ આઠ તો આપ નામદારે જોયા. નવમો હું,' બિરબલે કહ્યું.



'તું ? તું મૂરખનો સરદાર ?' અકબરે નવાઈ પામી પૂછ્યું.

'હા, નામદાર.'

'કેમ ?'

'જાણે બીજાં કોઈ કામ ન હોય તેમ મૂરખાઓની શોધ કરવા હું નીકળ્યો ને મેં આઠ દહાડા નકામા બગાડ્યા તે હું મૂરખનો સરદાર નહિ તો બીજું શું ?' બિરબલે કહ્યું.

'અને દશમો ?' અકબરે પૂછ્યું.

'દશમો—નામદાર ! કસૂર માફ કરજો. પણ રાજકાજનાં ને બીજાં અનેક સારાં કામો પડતાં મૂકી મૂરખના સરદારો શોધી દરબારમાં આણવાનો મને હુકમ કરનાર તે દશમો મૂરખનો સરદાર,' બિરબલે કહ્યું.

'એટલે—એ તો હું,' અકબરે કહ્યું.

'હા, નામદાર ! આપણે બંને, હું મૂરખને શોધવા નીકળ્યો માટે હું મૂરખ ને આપે મને શોધવા મોકલ્યો માટે આપ,' બિરબલે કહ્યું.

'કેટલું ગુમાન ! પાદશાહનું અપમાન ! બિરબલને સજા થવી જોઈએ,' એક દરબારી બોલી ઊઠ્યો.

'નહિ, નહિ !' અકબરે હસીને કહ્યું, 'બિરબલ સાચું કહે છે. એણે ટકોર કરીને પણ મને ખરી વાતનું ભાન કરાવ્યું છે. મૂરખાઓના વિચારમાં અથવા મૂરખાઓને શોધવામાં વખત બગાડવો એ પણ મૂર્ખાઈ નહિ તો બીજું શું !' બાદશાહે કહ્યું. પછી બિરબલને ઇનામ આપી રાજી કર્યો.

—જ્યોતીન્દ્ર દવે

— સ્વાધ્યાય —

૧. બિરબલે ઘોડેસવારના ક્યા કાર્યને મૂર્ખાઈનું કાર્ય ગણ્યું ? મૂરખે આપેલો જવાબ સાચો કે ખોટો ? કારણ કહો.
૨. કાદવમાં પડેલો માણસ પોતાની મેળે ઊઠવાનો પ્રયત્ન કેમ નહોતો કરતો ? તેણે બિરબલને ચોટલી પકડીને ઉઠાડવા શા માટે કહ્યું ?
૩. બિરબલ સાથે અથડાયેલો માણસ કેમ ઝડપથી દોડતો હતો ? તે કેમ નિરાશ થઈ ગયો ? બિરબલે તેને કેમ મૂરખનો સરદાર ગણ્યો ?
૪. રસ્તા પર બે માણસો શા માટે લડતા હતા ? એક વાઘની ઇચ્છા શા માટે કરતો હતો ? બિરબલે એ બંનેને કેવા ગણ્યા ? શા માટે ?
૫. સોનાની વીંટી શોધનારને મૂર્ખ કેમ કહી શકાય ? નદીકિનારે માણસ શું શોધતો હતો ? તેની વીંટી કેમ નહોતી મળતી ?
૬. બિરબલે દરબારમાં આઠ જ મૂરખના સરદારોને કેમ બોલાવ્યા ?
૭. બિરબલે પોતાને તેમ જ બાદશાહને કેમ મૂરખના સરદાર ગણ્યા ?
૮. દરેક મૂરખના સરદારનાં કાર્યમાં કઈ મૂર્ખાઈ હતી તે કહો.



# ગોપાળનો મિત્ર

ગોપાળના પિતા ઘણા વિદ્વાન હતા. ગામના લોકોને તે રામાયણ તથા મહાભારતની કથા વાંચી સંભળાવતા. કોઈક વાર તે ગીતાનું પ્રવચન પણ કરતા. ગામના લોકો તેને ઘણું માન આપતા અને એક ધર્મિષ્ઠ પુરુષની માફક તેની પૂજા કરતા. ગામના લોકોએ તેને દાનમાં એક ખેતર આપ્યું હતું. આ ખેતરમાં પુષ્કળ અનાજ ઊગતું અને ઘરની બાજુના નાના બગીચામાં જોઈતાં શાકભાજી થતાં. આ પ્રમાણે ગોપાળના પિતા પોતાના નાના કુટુંબનો નિર્વાહ ચલાવતા હતા.

ગોપાળ જ્યારે છ વર્ષનો થયો ત્યારે તેના પિતા માંદા પડ્યા. માંદગી દિવસે દિવસે વધતી ગઈ અને ગામના મોટા વૈદે પણ આશા છોડી. ગોપાળની માતા બધો વખત પોતાના પતિની પથારી પાસે બેસી રહેતી. છેવટની ઘડીએ ગોપાળના પિતાએ તેને કહ્યું, 'ગોપાળ નાનો છે. એની સંભાળ રાખજે. ગામના લોકો તમને જરૂર મદદ કરશે. ઈશ્વરમાં શ્રદ્ધા રાખજો. જેનું કોઈ નહિ તેનો ઈશ્વર તો ખરો જ ને?' આમ બોલતાં બોલતાં ગોપાળના પિતા મૃત્યુ પામ્યા. ગામના લોકો ગોપાળની માતાને આશ્વાસન આપવા આવ્યા. તેમણે કહ્યું, 'કાકી, તમે જરા યે ચિંતા કરશો નહિ. તમારા ખેતરમાં અમે કામ કરીશું. તમને કોઈ પણ રીતે અડચણ નહિ પડે. ગોપાળ તો અમારા ભાઈ જેવો છે. ગુરુજીને માટે અમે જે કંઈ કરીએ તે ઓછું જ છે.'

ગોપાળની માતા ઘણી જ ધર્મિષ્ઠ બાઈ હતી. તે રોજ સવારે વહેલી ઊઠતી અને નદીએ જઈને સ્નાન કરી આવતી. ત્યાર પછીનો સમય તે શ્રીકૃષ્ણની પૂજામાં ગાળતી. આખો દિવસ તે ઘરકામમાં રોકાયેલી રહેતી. ફુરસદ મળે કે તે રેંટિયા પર સૂતર કાંતતી. સૂતર વેચવાથી જે કંઈ પૈસા આવતા તે ગોપાળને માટે તથા પોતાને માટે કપડાંલત્તાં લેવામાં વાપરતી. આ પ્રમાણે ગોપાળની માતા પોતાનો ઘરસંસાર ચલાવવા લાગી.

ગોપાળ સાત વર્ષનો થયો. માને થયું કે હવે ગોપાળને નિશાળે મોકલવો જોઈએ. પણ નિશાળ ક્યાં? જે ગામડામાં તેઓ રહેતાં ત્યાંથી ત્રણ માઈલ દૂર! બીજું ગોપાળને નિશાળે મોકલતાં પહેલાં તેને માટે કપડાંની ગોઠવણ કરવાની હતી. ગોપાળને માટે તેની માએ નવાં કપડાં કરાવ્યાં. સારો દિવસ જોઈ તેણે ગોપાળને નિશાળે મોકલ્યો. નિશાળે પહોંચવા માટે બાજુના જંગલમાં થઈને

જવું પડતું. ગોપાળ જંગલ વટાવીને નિશાળે પહોંચ્યો. આખો દિવસ તે નિશાળમાં ભણ્યો. પહેલે જ દિવસે તેને વર્ગના બે છોકરાઓ જોડે દોસ્તી થઈ. સાંજે નિશાળ છૂટ્યા પછી બધા છોકરાઓ સાથે તે જુદી જુદી રમતો રમ્યો. તે ઘેર જવા નીકળ્યો ત્યારે અંધારું થવા આવ્યું હતું. એટલે ગોપાળ ઝપાટાબંધ ચાલી નીકળ્યો. રસ્તો ઘણો જ બિહામણો હતો. જંગલી પશુઓની ગર્જના સાંભળીને ગોપાળ ઘણો જ ગભરાયો. તે ઝડપથી દોડવા લાગ્યો અને પોતાને ઘેર પહોંચ્યો ત્યાં સુધી ઊભો રહ્યો નહિ. માની પાસે બેસી નિશાળમાં આખો દિવસ શું ભણ્યો, સાંજે કઈ કઈ રમતો રમ્યો, જંગલમાંથી આવતાં કેવી બીક લાગી એ બધું તેણે માને કહી સંભળાવ્યું. માની આંખમાં આનંદનાં આંસુ આવ્યાં. પછી વાળુ કરીને ગોપાળ સૂઈ ગયો.

બીજે દિવસે સવારે નિશાળે જવાનો વખત થયો ત્યારે ગોપાળ માની ગોદમાં ભરાઈ ગયો. તેણે કહ્યું, 'મા, હું નિશાળે નહિ જાઉં. મને જંગલમાંથી જતાં ઘણી જ બીક લાગે છે.'

ગોપાળની માતા ઘણી જ મૂંઝાઈ ગઈ. ગોપાળને નિશાળે મૂકવા જાય અને તેડવા જાય એવો માણસ રાખી શકે તેવી એની સ્થિતિ નહોતી. શું કરવું તે એને સૂઝ્યું નહિ. તેણે શ્રીકૃષ્ણ ભગવાનનું સ્મરણ કર્યું. ગાયોના રક્ષક શ્રીગોપાળ ઉપરથી તેણે પોતાના પુત્રનું નામ પણ ગોપાળ જ રાખ્યું હતું. તેને શ્રીકૃષ્ણ ઉપર ખૂબ જ શ્રદ્ધા હતી. સંકટમાં શ્રીકૃષ્ણ તેમને સહાય કરશે એવી તેને ચોક્કસ ખાતરી હતી. એકાએક તેના મનમાં એક વિચાર ઝબકી ઊઠ્યો. તેણે ગોપાળને કહ્યું, 'બેટા, હિંમત રાખ. નિશાળે જવા માટે ના પાડીશ નહિ. મારે એક બીજો પુત્ર છે. તે જંગલમાં જ રહે છે અને ગાયો ચરાવે છે. તું જંગલના રસ્તા પર પહોંચે

ત્યારે તેને બૂમ પાડજે. એ તો તારો મોટો ભાઈ. એ જરૂર તારી સાથે આવશે.'



માને ઈશ્વરમાં શ્રદ્ધા હતી, તેથી વધારે શ્રદ્ધા ગોપાળને પોતાની માના વચનમાં હતી. ગોપાળ હિંમત રાખીને નીકળ્યો. તે જંગલમાં પહોંચ્યો એટલે તેણે બૂમ પાડી, ' ઓ મોટાભાઈ ! અરે મોટાભાઈ ! ' થોડી વારમાં ગોવાળનો એક મોટો છોકરો ઝાડીમાંથી બહાર નીકળ્યો. તેના હાથમાં એક વાંસળી હતી. તેના માથા પર સોનાનો મુગટ હતો અને મુગટમાં મોરનું એક પીછું ખોસેલું હતું. તે ઘણો જ આનંદી છોકરો હતો. ગોપાળ જોડે રમતો રમતો તે બાજુના ગામ સુધી ગયો. પછી તેણે કહ્યું, ' ભાઈ, સાંજે પાછો ઘેર જાય ત્યારે મને બોલાવજે. હું તારી સાથે આવીશ.' એમ બોલીને એ ગોવાળ જંગલમાં અદૃશ્ય થઈ ગયો.

ગોપાળ આખો દિવસ નિશાળમાં ભણ્યો અને સાંજે ઘેર

જવા નીકળ્યો. જંગલમાં પહોંચતાંની સાથે જ તેણે મોટાભાઈને બૂમ પાડી. ગોવાળ તરત જ બહાર આવ્યો અને ગોપાળની જોડે વાત કરતો કરતો તેના ગામ સુધી આવ્યો. તે ગામમાં દાખલ થયો નહિ. તેણે જતાં જતાં કહ્યું, 'ભાઈ, મને રોજ બોલાવજે. આપણે સાથે રમતાં રમતાં જઈશું.'

ગોપાળે ઘેર જઈને માને કહ્યું, 'મા, મા! આજે તો મને ખૂબ મઝા પડી. મોટાભાઈ મારી સાથે આવ્યા હતા. તેમણે મને ખૂબ ગમ્મત કરાવી. તેઓ કેવા આનંદી છે! નિશાળેથી આવતી વખતે તો તેમણે મને સરસ સરસ ફળો ખાવા આપ્યાં. મા, હવે તો હું રોજ નિશાળે જઈશ. મને તો બહુ મઝા પડે છે.'

આ પ્રમાણે ઘણા દિવસો નીકળી ગયા. ગોપાળ રોજ નિશાળે જતો અને ગોવાળનો છોકરો રોજ તેને જંગલમાં મળતો.

[ ૨ ]

એક દિવસ ગોપાળના ગુરુને ત્યાં લગ્નપ્રસંગ હતો. તેમણે બધા વિદ્યાર્થીઓને કહ્યું, 'બાળકો, આપણે ત્યાં આવતી પાંચમે લગ્નપ્રસંગ છે. તે પ્રસંગે તમારે જે કાંઈ ભેટ આપવી હોય તે લેતા આવજો.'

અસલના વખતમાં અત્યારના જેવી નિશાળો નહોતી. વિદ્યાર્થીઓને ફી આપવાની નહોતી. ગુરુ બધાં બાળકોને મફત શિક્ષણ આપતા. તેના બદલામાં ગામના લોકો તેમના ખેતરમાં કામ કરતા અને અનાજ ઉગાડતા. ગુરુને ત્યાં કોઈ પ્રસંગ આવતો ત્યારે બાળકો જુદી જુદી વસ્તુઓ તેમને માટે લઈ આવતા. આ પ્રમાણે ગુરુ પોતાનો નિર્વાહ ચલાવતા.

ગોપાળે સાંજે ઘેર જઈ પોતાની માને કહ્યું, 'મા, ગુરુજીને ત્યાં લગ્ન છે. એ પ્રસંગે આપણે શું આપીશું? બધા છોકરાઓ તો સારી સારી ભેટ લાવવાના છે.'

ગોપાળની મા મૂંઝાઈ ગઈ. ગરીબના ઘરમાં શું હોય ? થોડી વાર તે બોલી નહિ. પણ એકાએક તેને કંઈ યાદ આવતાં તેણે કહ્યું, 'બેટા, તારા મોટાભાઈને કાલે કહેજે. તે તને એક સારી વસ્તુ જરૂર આપશે.'

બીજે દિવસે ગોપાળે મોટાભાઈને કહ્યું, 'ભાઈ, મારા ગુરુને ત્યાં આજે લગ્ન છે. મારે તેમને કાંઈક ભેટ આપવી છે, માટે મને કોઈ સારી વસ્તુ આણી આપો.'

ગોવાળ તરત જ જંગલમાં દોડી ગયો અને દહીંથી ભરેલી એક માટલી લઈ આવ્યો. તેણે ગોપાળને કહ્યું, 'ભાઈ, મારી પાસે હમણાં તો બીજું કાંઈ નથી, પણ આ દહીંની માટલી લઈ જા. તારા ગુરુને એ આપજે.'

ગોપાળ માટલી લઈને ગુરુને ત્યાં પહોંચ્યો. બધા વિદ્યાર્થીઓ સારી સારી ભેટો લાવ્યા હતા. એક વિદ્યાર્થી રેશમી કપડાં લાવ્યો હતો, બીજો ધોતિયું લાવ્યો હતો, ત્રીજો ફળથી ભરેલો થાળ લાવ્યો હતો, ચોથો જાતજાતની મીઠાઈઓ લાવ્યો હતો, પાંચમો પિત્તળનાં વાસણો તો છઠ્ઠો મલમલનાં વસ્ત્રો લાવ્યો હતો–એમ જુદા જુદા વિદ્યાર્થીઓ જુદી જુદી ચીજો લાવ્યા હતા. ગરીબ બિચારો ગોપાળ ! પોતાની ભેટ ગુરુજીને આપવા કેટલી હોંશથી તે આવ્યો હતો. પણ બીજા છોકરાઓ ગોપાળની દહીંની માટલી જોઈને મશ્કરી કરવા લાગ્યા. ગોપાળની આંખમાં આંસુ આવ્યાં. એટલામાં ગુરુએ બધાની ચીજો વારાફરતી લેવા માંડી. ગોપાળે ગુરુને દહીંની માટલી આપી. ગુરુએ એ માટલીમાંથી બધું દહીં બીજા એક વાસણમાં કાઢી લીધું. એ વાસણ દહીંથી ભરાઈ ગયું એટલે ગુરુએ બધા છોકરાઓને દહીં ખાવા માટે આપ્યું. છોકરાઓ દહીં ખાતા જાય, પણ માટલીમાંથી દહીં ઓછું થાય જ નહિ. જેમ

જેમ ગુરુજી દહીં ઠાલવતા જાય તેમ તેમ માટલી દહીંથી ભરાતી જાય. આ જોઈને ગુરુ તથા બધા વિદ્યાર્થીઓ આશ્ચર્યચકિત બની ગયા. ગુરુએ કહ્યું, 'ગોપાળ, આ દહીંની માટલી તું ક્યાંથી લાવ્યો ?'

ગોપાળે હાથ જોડીને કહ્યું, 'ગુરુજી, મારા મોટાભાઈ બાજુના જંગલમાં રહે છે. તેમણે મને આ માટલી ભેટ આપી હતી.'

શિક્ષકે પૂછ્યું, 'ગોપાળ, તારા મોટાભાઈ શું કરે છે ?'

ગોપાળ બોલ્યો, 'ગુરુજી, મારા મોટાભાઈ જંગલમાં ગાયો ચરાવે છે. તે માથા પર સોનાનો મુગટ પહેરે છે અને વાંસળી સરસ વગાડી જાણે છે. તેમણે જ મને આ દહીંની માટલી આપી હતી.'

સોનાનો મુગટ, વાંસળી અને દહીંની માટલી! આ તો ભગવાન શ્રીકૃષ્ણનું વર્ણન લાગે છે. ગુરુને નવાઈ લાગી. તે બોલ્યા, 'ગોપાળ, તારા મોટાભાઈને મારે મળવું છે. તું મને તારા ભાઈ બતાવીશ ?'

'ગુરુજી, તમે મારી સાથે બાજુના જંગલમાં ચાલો. જરૂર મારા મોટાભાઈ કોઈ ઝાડ પાછળથી નીકળી આવશે. પછી ખૂબ વાતો કરીશું.' ગોપાળે કહ્યું.

ગુરુ તરત જ તૈયાર થઈ ગયા. ગોપાળ તથા તેના ગુરુ જંગલમાં આવી પહોંચ્યા. જંગલમાં જઈને ગોપાળે 'મોટાભાઈ! મોટાભાઈ!' એમ બૂમ પાડી, પણ કોઈ બહાર આવ્યું નહિ. ગોપાળે ફરીફરીને મોટેથી બૂમો પાડી, પણ કોઈ દેખાયું નહિ. ગુરુ ગોપાળની તરફ જોવા લાગ્યા. ગોપાળે ફરીથી બૂમ પાડીને કહ્યું, 'મોટાભાઈ, તમે બહાર નહિ આવો તો મારા ગુરુજી તથા બધા છોકરાઓ જાણશે કે હું જૂઠું બોલ્યો. માટે એક વાર પણ બહાર આવો.'

જંગલના ઊંડાણમાંથી એક અવાજ સંભળાયો: 'ભાઈ ગોપાળ, તું જૂઠું નથી બોલ્યો. તારી સાથે તારા ગુરુ છે એટલે હું બહાર નહિ આવું. મારાં દર્શન કરવાને માટે તારા ગુરુને હજી ઘણી રાહ જોવી પડશે. તારી માતાના જેવી પવિત્ર અને ધાર્મિક વ્યક્તિઓ આ દુનિયામાં થોડી જ છે.'

શિક્ષક આ સાંભળીને વિચારમાં પડી ગયા. તેમણે ગોપાળને માથે હાથ ફેરવીને કહ્યું, 'બેટા, શ્રીકૃષ્ણ ભગવાનની તારા પર મહેર છે! તારી માતા પવિત્ર છે, ભગવાનની ભક્ત છે. એના પુત્ર થવું એ પણ સદ્‌ભાગ્યની વાત છે!'

[ મૂળ લેખિકા ] **સિસ્ટર નિવેદિતા**

— સ્વાધ્યાય —

૧. ગોપાળના પિતાને લોકો શા માટે ખૂબ ચાહતા હતા? એ પોતાના કુટુંબનું ભરણપોષણ કેવી રીતે કરતા?
૨. ગોપાળે બીજે દિવસે નિશાળે જવાની શા માટે ના પાડી? આ વાત સાંભળી ગોપાળની મા કેમ મૂંઝાઈ ગઈ? તેણે છેવટે શો ઉપાય કર્યો?
૩. ગુરુએ બાળકોને પોતાને ત્યાંના લગ્નપ્રસંગ વિશે શું કહ્યું? ગોપાળે માની પાસે જઈને શું કહ્યું? ગોપાળની મા કેમ મૂંઝાઈ ગઈ? તેની મૂંઝવણ તેણે કેવી રીતે દૂર કરી?
૪. ગોપાળને એના મોટાભાઈએ ગુરુ માટે શાની ભેટ આપી? એ ભેટ જોઈને ગુરુ કેમ નવાઈ પામ્યા? તેમણે ગોપાળ પાસે શાની માગણી કરી?
૫. ગોપાળના મોટાભાઈને ગુરુ કેમ જોઈ શકયા નહિ? ગોપાળ જૂઠો નહિ પણ સાચો છે એમ બતાવવા એના મોટાભાઈએ શું કર્યું?
૬. ગોપાળના મોટાભાઈ કોણ હતા? એને જોવા હોય તો કયા ગુણની જરૂર પડે છે?
૭. આ વાર્તાનું રહસ્ય શું?



## ‘ મને રુક્કો આપો. ’

અમે કારવાર ગયા હતા. પહેલવહેલો સમુદ્ર જોવાનું કૌતુક કંઈક ઓછું થયું હતું. ઊંચાં ઊંચાં અને ઘટાદાર સરુનાં ઝાડમાંથી સૂસવતો પવન પણ હવે ઓળખીતો થઈ ગયો હતો.

હું મરાઠી નિશાળમાં ભણવા જતો. ઘણું કરીને બીજા ધોરણમાં હોઈશ. રામભાઉ ગોડબોલે કરીને એક છોકરો અમારી સાથે ભણતો હતો. એક દિવસ એણે મને પૂછ્યું, ‘ કેમ અલ્યા કાલેલકર, તારી પાસે પોતાના કંઈ પૈસા છે કે નહિ ? ’ મેં મુગ્ધ ભાવે કહ્યું, ‘ ના ભાઈ, છોકરાઓ પાસે પૈસા ક્યાંથી હોય ? એક દિવસ લિમયેને ત્યાં હું ગયો હતો, ત્યાં મને મીઠાઈ સારુ આઠ આના આપ્યા હતા. મેં તે તરત જ ઘેર આપી દીધા. ’ રામભાઉ કહે, ‘ તેથી શું થયું ? એ પૈસા કહે-



કાકા કાલેલકર

વાય તો તારા જ. આઈ પાસેથી માગી લેજે. આપણે બજારમાંથી કંઈક સરસ સરસ ખાવાનું લઈશું. ’ મેં કહ્યું, ‘ આપણે થોડા જ શૂદ્ર છીએ કે બજારની ચીજ લઈને ખાઈએ ? ’ પેલો કહે, ‘ તું કંઈ સમજતો જ નથી. પૈસા તો લઈ આવ. પછી તને શીખવીશ, એ પૈસાનું શું કરવું તે. તારા પૈસા તને ન મળે એનો અર્થ શો ? ’

મને કોઈ ચીજ વેચાતી લઈને ખાવાનું મન તો હતું જ નહિ. પણ ઘેરથી હું પૈસા ન મેળવી શકું એમ ગોઠિયાઓ આગળ કબૂલ કેમ કરાય? એટલે મેં હા તો પાડી. છતાં રામભાઉએ કહ્યું, 'જો બા પૈસા આપવાની ના પાડે તો રડી રડીને પણ લેજે.'

આટલી શિખામણથી સજ્જ થઈ હું ઘેર ગયો. બીજે દિવસે સવારે આઈ પાસે પૈસા માગવા ગયો. મારા પૈસા મને કેમ ન મળે એ ભૂત મગજમાં હતું જ. પણ આઠ આના માગવાની હિંમત કોણ કરે? મેં ફક્ત એક રુક્કો માગ્યો. રુક્કો એટલે અરધો પૈસો–દોઢ પાઈ. એ સિક્કો આજકાલ જોવામાં નથી આવતો. આઈએ કહ્યું, 'બાપુ, હું જ મારી પાસે પૈસા રાખતી નથી તે તને ક્યાંથી આપું? એમની પાસે જઈને માગી લેજે.'

હું સીધો પિતાશ્રી પાસે ગયો અને કહ્યું, 'મને રુક્કો આપો.'

કોઈ કાળે પૈસાનું નામ ન લેનાર દીકરો આજે રુક્કો કેમ માગે છે એની એમને નવાઈ લાગી. તેમણે પૂછ્યું, 'તારે રુક્કાને શું કરવો છે?'

ગોઠિયાનું નામ તો દેવાય કેમ? બજારની ચીજ લઈને ખાવી છે એમ પણ કેમ કહેવાય? આબરૂ જ જાય. અને મારા મનમાં પણ તેમ કરવાનું તો ન હતું. એટલે મેં કહ્યું, 'તે નહિ કહું. મને એક રુક્કો આપો.'

પિતાશ્રીએ ચોખ્ખેચોખ્ખું સંભળાવ્યું. 'શા માટે જોઈએ છે તે કહ્યા વગર મારી પાસેથી રુક્કો તો શું, પાઈ પણ ન મળે.'

હું પણ જીદે ચડ્યો હતો. શિખામણ પ્રમાણે મેં રડવાનું શરૂ કર્યું: 'મને ....... રુક્કો .... આ ... પો, મને ........ રુક્કો આ ...પો.' સવારથી અગિયાર વાગ્યા સુધી ચલાવ્યું. થોડા દહાડા

પર મારી નાની ભાભીએ બાને મારા પિતાશ્રીને પગાર કેટલો મળે છે તે પૂછેલું. બાએ કહ્યું, 'બસો.' દસ વરસની ભાભીનું કુતૂહલ જાગ્યું. બસો રૂપિયા તે કેટલા થતા હશે? બાએ વહુના કોડ પૂરવા પિતાશ્રીને ખાસ કહેલું, 'આ મહિને નોટો ન લાવતા. બધા રોકડા રૂપિયા જ લાવજો.' રૂપિયા આવ્યા ત્યારે એક ચાંદીની થાળીમાં પાથરી બાએ ભાભીને તે બતાવ્યા હતા. મને મનમાં થયું, 'પારકા ઘરની ભાભી માટે આટલું કરે ને મને રુક્કો ન આપે!'

પિતાશ્રી કચેરીમાં ગયા અને હું રોતોરોતો ઊંઘી ગયો. સાંજ પડી. પાંચ વાગ્યે પિતાશ્રી ઘરે આવ્યા. મેં ફરી શરૂ કર્યું, 'મને રુક્કો આ ........ પો.' આ રુક્કાગીત રાતના દશ સુધી ચાલ્યું. મારી ઇચ્છા વગર અને જાણ્યા વગર ઊંઘે મને ઘેરી લીધો અને એ કિસ્સાનો અંત આવ્યો.

બીજે દિવસે નિશાળે જવાનું મન ન થયું. રામભાઉ પૂછે ત્યારે એને જવાબ શો આપવો એ એક જ વિચાર મનમાં ઘોળાતો હતો. મારું ચાલત તો તે દિવસે હું નિશાળે ન જ જાત. પણ હું જાણતો હતો કે, જો જવાની જરા પણ આનાકાની કરી તો પટાવાળાની ખાંધે ચડીને જવું પડશે. એવું થાય એટલે બેવડી ફજેતી; કચેરીમાં પટાવાળાઓ આગળ અને નિશાળમાં આખી દુનિયા આગળ. એટલે હું નિશાળે તો ગયો, અને રામભાઉને બધું વીતક કહી દીધું.

નવ વાગ્યે અમને એકીની રજા મળતી હતી. એ વખતે વિશ્વનાથ વકીલ નામનો એક છોકરો મારી પાસે આવ્યો. એનો ચહેરો હજી દૃષ્ટિ આગળ છે. માથાના લાંબા લાંબા વાળમાંથી એકાદ લઈને મોઢામાં ઘાલવાની તેને ટેવ હતી. વિશ્વનાથ સારા ઘરનો અને રૂપાળો દેખાતો હતો. તેના કપાળ પર પરસેવાનાં સ્વચ્છ

બિંદુ ચળકતાં હતાં. એણે મને એક બાજુ પર બોલાવી કહ્યું. 'ભાઈ, ગઈ કાલથી તારી ને રામભાઉની વચ્ચે જે વાત ચાલે છે તે હું સાંભળું છું. રામભાઉ નઠારો છોકરો છે. એ તને આજે માગીને પૈસા લાવવાનું કહેશે; તને એને ઘેરથી ખાવાનું લાવીને ખવડાવશે. થોડા દિવસ પછી ઘેરથી ચોરી કરવાનું કહેશે. પછી તો એથી યે વધારે ખરાબ કામો કરવાનું કહેશે. તું એની સોબત રાખીશ મા.'

વિશ્વનાથની શિખામણની મારા પર ભારે અસર થઈ. મેં રામભાઉની સોબત છોડી. આજે વિચાર કરતાં લાગે છે કે, ત્રીજું ધોરણ ભણનાર વિશ્વનાથની શિખામણ કંઈ એના અનુભવની તો નહિ જ હોય. ક્યાંકથી સાંભળેલું કે વાંચેલું એણે મને કહ્યું હશે. પોતાની શિખામણનો પૂરેપૂરો અર્થ સરખો એ ભલે ન જાણતો હોય, પણ એની શ્રદ્ધા પૂરેપૂરી હતી. એ વિશ્વનાથ આજે પણ દૃષ્ટિ આગળ તાજો જ છે. આજે બિચારો ક્યાં છે એ હું જાણતો નથી. એની સાથે મેં બે દિવસ દોસ્તી બાંધી ખરી; પણ એ મારા કરતાં ઉંમરે બે વરસે મોટો, એટલે એ દોસ્તી બહુ પાકી નહિ.

ભલા વિશ્વનાથ, તું ક્યાં છે, શું કરે છે, એ હું જાણતો નથી. પણ તેં મારા જીવન પર એક જ ક્ષણમાં જે અસર કરી તેને માટે તને નમન જ ઘટે છે.

—કાકા કાલેલકર

## — સ્વાધ્યાય —

૧. રામભાઉએ કાલેલકરને શું કરવાને પાણી ચડાવ્યું ?

૨. કાલેલકરને માતા પાસેથી પૈસા કેમ ન મળ્યા ? પિતા પાસે રુક્કો જ કેમ માગ્યો ?

૩. પિતાએ રુક્કો કેમ ન આપ્યો ? એ મેળવવા કાલેલકરે શું કર્યું ? એમ શા માટે કર્યું ?

૪. બીજે દિવસે મરજી ન હોવા છતાં કાલેલકરને કેમ નિશાળે જવું પડ્યું?
૫. વિશ્વનાથે કાલેલકરને શી શિખામણ આપી? એ શિખમણની શી અસર થઈ?
૬. 'ભલા વિશ્વનાથ તને નમન જ ઘટે છે' એમ કાકા કાલેલકર શા માટે કહે છે?



## આશ્રમનાં આનંદી બા

[ મહાત્મા ગાંધીજીને સાદું અને તપથી ભરેલું જીવન ખૂબ ગમે છે. એવા જીવન ખાતર એ ગમે તેવાં દુ:ખો સહન કરવા તૈયાર હોય છે. એમના આવા આકરા જીવનની પાસે રહેવું એ બહુ કપરું કામ છે. ગાંધીજીના આશ્રમમાં એમની સાથે એમના સાથીઓ રહે છે. એ બધામાં પૂજ્ય કસ્તૂરબાનું સ્થાન અનોખું હતું. એ બાપુજીના હૃદયને હંમેશાં કોમળ રાખતાં. આશ્રમમાં એ 'બા'ને નામે જ ઓળખાતાં. ]

બાપુને 'બાપુ' જ રાખવામાં બાનો ફાળો મોટો છે તેમ આશ્રમને 'આશ્રમ'–સાધારણ માનવીઓ માટેનું હૂંફ આપે એવું આશ્રયસ્થાન રાખવામાં પણ પૂજ્ય કસ્તૂરબાનો ફાળો મોટો છે.

બાપુનું તપ સૂર્યના જેવું છે. સૂર્યનો તાપ જેમ દુનિયાને કલ્યાણકારી હોય છે તેમ બાપુનું તપ દુનિયાને કલ્યાણકારી જ છે. પણ સૂર્યના તાપની બહુ નજીક જનાર જેમ દાઝે તેમ બાપુજીની બહુ નજીક રહેવું એ એક આકરી તાવણી જેવું છે. બાપુજીની પાસેનાંઓની આ જાતની આકરી તાવણીમાં બા હમેશાં તેમની ઢાલરૂપ બની રહેતાં અને બાએ બાપુના તાપથી એમને દાઝવા નથી દીધાં. આ બધું બાએ જાણે એ એમનો કુદરતી સ્વભાવ હોય એમ કર્યું છે.

આશ્રમનો એક નિયમ હતો કે બધાંનું એક સંયુક્ત રસોડું હોય. દરેક પોતાને ભાગે પડતું કામ ઉપાડી લે. એવો પણ નિયમ

પળાતો કે આશ્રમમાં થતાં શાકભાજીનો જ ઉપયોગ કરવો; બહારથી શાક વગેરે મંગાવવું નહિ. રસોડામાં આશ્રમના ખેતરમાં પાકતાં કોળાનું શાક રોજ થાય. કોળાનું શાક એટલે કેવળ પાણીમાં કોળાના મોટા મોટા કટકા બાફેલા. અંદર મીઠું પણ નહિ નાખવાનું. જેને જોઈએ તે ઉપરથી મીઠું લે. મારી બા આ શાક ખાય એટલે એને વાયુ થાય અને ચક્કર આવે. દુર્ગામાસીને (મહાદેવ દેસાઈનાં પત્ની) વાયુ થાય એટલે ઓડકાર આવે. બીજી ઘણી બહેનોને પણ આ શાક ફાવતું નહોતું. બાપુજી તો બધાંને ચડાવ્યાં કરે એટલે, અને કંઈક સંકોચને લીધે બધી બહેનો આ વાત બાપુજીને કરે નહિ. પણ બા સાથેની વાતમાં આ બધી વાતો થાય. મારી બાએ રોજના આ કોળાના શાક ઉપર એક ગરબી જોડી કાઢી. બાના સાંભળવામાં એ આવી એટલે બા તરત બાપુ પાસે પહોંચ્યાં. બાપુને કહે, "આ તમારું કોળાનું શાક ખાઈને મણીબહેનને વાયુ થાય છે અને ચક્કર આવે છે. દુર્ગાબહેનને ઓડકાર ચડે છે. કોળાનું શાક તે બાફેલું થતું હશે? એમાં તો મેથીનો વઘાર હોય, ગરમ મસાલો ને બધુ નાખ્યું હોય તો જ નડે નહિ. નહિ તો કોળું તે નડ્યા વિના રહે?"

આ ગરબીમાં વિનોદ રૂપે આશ્રમના રસોડાની થોડી મશ્કરી હતી. આથી કેટલાક આશ્રમવાસીઓ તો મારી બાને કહેવા લાગ્યા, "આ તો તમે બાપુનું અપમાન કર્યું કહેવાય." પણ એમાં અપમાન જેવું તો કશું હતું જ નહિ, કેવળ મીઠો વિનોદ હતો. બીજે દિવસે પ્રાર્થના પછી બાપુજીએ કહ્યું, "આપણા આશ્રમમાં એક નવા કવિ પાક્યા છે. એમનું કાવ્ય આપણે સાંભળવાનું છે." પછી આગ્રહ કરી બાપુએ મારી બા પાસે કોળાની ગરબી ગવડાવી. ગરબી પૂરી થઈ એટલે બાપુ કહે, "ચાલો, તમારી ફરિયાદ

મંજૂર છે. જેમને વઘારીને અને મસાલો નાખીને શાક ખાવું હોય તે પોતાનાં નામ મને લખાવે. ”

બા કહે, “ એમ તમને કોઈ નામ આપવાનું નથી. અમે બહેનો અમારી મેળે મળીને નક્કી કરીશું. ”

બાપુએ કહ્યું, “ સારું, એમ કરજો. પણ જો જો કોઈ છોકરાંને એમાં ભેળવવાનાં નથી. છોકરાં તો મસાલા વિનાનું જ શાક પસંદ કરે છે. ”

બાએ કહ્યું, “ એમ કહી કહીને છોકરાંને ચડાવીને રાખજોને તમારી પાસે. આ બધાં છોકરાં કેટલાં તમારાં રહેવાનાં છે તે હું જાણું છું. ”

પછી બધી બહેનોનાં નામ નક્કી કર્યાં. મસાલો ખાવાની છૂટ મેળવી. બા વિના આ છૂટ કોણ અપાવી શકત ? પણ બાપુજી કાંઈ સુખે મસાલો ખાવા દેતા નહિ. બહેનોની પંગત એમની સામે જ બેસતી. એટલે બાપુ જમતાં જમતાં મશ્કરીમાં પૂછે, “ કેમ, વઘાર કેવો છે ? શાક બરાબર મસાલેદાર છે ને ? ”

આનો જવાબ કોણ દે ? તરત બા સામે મશ્કરીમાં કહેતાં, “ તમે પણ ક્યાં ઓછા હતા ? પહેલાં દર રવિવારે મારી પાસે વેડમી અને ભજિયાં અથવા પાતરાં કરાવીને બરાબર ઝાપટતાં હતા એ જ તમે કે બીજા ? ” બાપુ આ સાંભળીને હસ્યા કરે.

આવો જ એક બીજો પ્રસંગ છે.

આશ્રમમાં દરેકે અમુક ઠરાવેલી કિંમતનો જ સાબુ વાપરવો એવો નિયમ હતો. આશ્રમની બહેનોને આટલો સાબુ પૂરતો નહોતો થતો. આની સામે ફરિયાદ કરવી એટલે બાપુના નિયમ સામે વિરોધ દર્શાવ્યો એ જ અર્થ થાય. છતાં બધી બહેનોએ મળી

સઘળાંની સહી સાથેની એક અરજી તૈયાર કરી. બાએ પણ એમાં સહી કરી. અને અરજી બાપુને આપી. અરજીમાં બાનું નામ વાંચી અરજી કરનાર જે મુખ્ય બહેન હતી તેને સંબોધીને બાપુએ કહ્યું, “ આણે તો અમારા બેમાં પણ ઝઘડો ઊભો કર્યો ! ” કહેવાની જરૂર નથી કે બાપુએ અરજી મંજૂર કરી અને બહેનોને વધારે સાબુ મળતો થયો.

* * *

સેવાગ્રામમાં બાપુની ઝૂંપડી તરફ જતાં પહેલાં બાનું ઝૂંપડું આવે. બા ઓટલા પર બેસીને કાંતતાં હોય કે એવું કંઈક કામ કરતાં હોય. કોઈ નવીન મહેમાન આવે તેને પહેલાં બાનાં દર્શન થાય. બા એને ઓળખતાં હોય કે ન ઓળખતાં હોય, પણ ખૂબ પ્રેમથી એનું સ્વાગત કરે. ક્યાંથી આવ્યા ? સીધા અહીં જ આવ્યા કે વર્ધા રહીને આવ્યા ? જમ્યા છો કે નહિ ? ગાડીમાં બહુ મુશ્કેલી તો નહોતી પડી ને ? એવી ઝીણી બાબતો પૂછે. ન જમ્યા હોય તો જમાડે. કુટુંબની મોટામાં મોટી સ્ત્રી ઘરનાં માણસોની કેવી સંભાળ લે છે ! એ જ પ્રમાણે બા સૌ મહેમાનોની સંભાળ લે. આવનાર મહેમાનને બાપુજી સાથે તો જે કામે આવ્યા હોય તેની વાતચીત કરવાની જ રહે. બાકીની બધી મુશ્કેલી બા ટાળી દે. આશ્રમમાં રહેનારને પણ બા અવારનવાર પૂછ્યા કરે, “ ખાવાનું તો બરાબર ફાવે છે ને ? કંઈ અગવડ ભોગવશો નહિ, હો ! કંઈ જોઈતું કરતું હોય તો મને કહેજો.” નાનાં છોકરાં હોય તો તેને બપોરે નાસ્તો પણ આપે. આશ્રમમાં લાડ ભોગવવાનું કોઈ સ્થાન હોય તો તે બા.

પંડિત મોતીલાલજી જેવા ગમે તેટલા દિવસ આશ્રમમાં રહી શકતા તે બાને લીધે જ. બા વિના રાજાજીને ચા કૉફી ક્યાંથી

મળત? જવાહરલાલજીને ટેસ્ટવાળી ચા ક્યાંથી મળત? મીઠુ-બહેનને જીવતાં રાખવાં હોય તો એમને ચા આપવી જ જોઈએ, એવો એમનો પક્ષ બા વિના કોણ કરત?

* * *

ઘણાં વર્ષ પહેલાંની વાત છે. ગોશીબહેન એક દિવસ આશ્રમમાં આવેલાં. આશ્રમમાં એવો રિવાજ કે જમી જમીને દરેક પોતપોતાની થાળી માંજી નાખે. બધાં જમવા બેઠાં. બા અને ગોશીબહેન પાસે બેઠેલાં. દરેકે જમી જમીને પોતાની થાળી ઉપાડી ચાલવા માંડ્યું. ગોશીબહેને કોઈ દિવસ વાસણ માંજેલાં નહિ. એ જમી તો રહ્યાં પણ મૂંઝાવા લાગ્યાં કે હવે શું કરવું? એટલામાં બા જમી રહ્યાં. એમણે ધીરે રહીને ગોશીબહેનની થાળી ખેંચી લીધી. ગોશીબહેન વધારે મૂંઝાયાં અને શરમાયાં. બા પાસે કંઈ થાળી મંજાવાય? પણ બા એમની મુશ્કેલી સમજી ગયાં હતાં, એટલે કહે, "બહેન, તમે કોઈ દિવસ થાળી માંજેલી નહિ એટલે તમને ન ફાવે. મને તો રોજની ટેવ છે. એક થાળી મને વધારે નહિ પડે."

બાપુએ આશ્રમનું એક નામ 'હૉસ્પિટલ' પણ રાખ્યું છે. રોગીઓને પોતાની પાસે રાખી તેમની સારવાર કરવાનો બાપુને શોખ છે. બાપુ પોતાને એક બહુ સારા 'નર્સ' અને દાક્તર પણ માને છે. અને ખોરાકના તથા કુદરતી ઉપચારના પોતાના પ્રયોગો પોતાની ઉપર જેમ અજમાવે છે તેમ બીજા ઉપર પણ અજમાવવા તૈયાર રહે છે. સરદાર વલ્લભભાઈ જેવા પણ બાપુના દરદી છે. આશ્રમ આ જાતની ઇસ્પિતાલ હોવાને કારણે બહારથી બાપુને માટે ફળની જે ભેટો આવે તેમાંનાં મોટા ભાગનાં ફળોનો ઉપયોગ દરદીઓ માટે જ થાય છે. આશ્રમમાં સાજા માણસોને ભાગે ફળ ભાગ્યે જ આવે. બાને આમાં કશું અયોગ્ય લાગે નહિ. પણ કોઈ

વાર ફળની છત હોય ત્યારે સાજાં આશ્રમવાસીઓનાં મોં પણ મીઠાં કરાવવાની બાને ઇચ્છા થતી. રસોડાના વ્યવસ્થાપકની કુદરતી વૃત્તિ ફળનો સંગ્રહ કરવાની રહે. પણ બાને એ પસંદ ન પડે. એમની નજર પડે અને ફળ જો વધારે હોય તો તરત જ જરૂરી ફળ રાખી બીજાં આખી પંગતમાં વહેંચી નાખવાનું કહે. તે વખતે રસોડાના વ્યવસ્થાપક ઉપર ટકોર પણ કરે, "એ તો લોભિયો છે. બાપુ કરતાં પણ ચડી જાય એવો." આ ટીકા વ્યવસ્થાપક કરતાં બાપુની સામે જ વધારે હોય. બાપુની સામે બા વિના આટલી છચોક ટીકા કોણ કરી શકે, અને ટીકા કરીને પણ બાપુને કોણ ગમ્મત પાડી શકે?

અને આશ્રમમાં જો બા ન હોય તો ઘણી વાર તો તહેવારનો દિવસ આવે એની પણ ખબર ન પડે. બા તો બધી અગિયારશો કરે અને બધા તહેવારના દિવસો પણ યાદ રાખે. અને તે દિવસે બધા આશ્રમવાસીઓને બાની કાંઈ ને કાંઈ પ્રસાદી મળે. આમ બાને લીધે આશ્રમમાં આનંદનું વાતાવરણ રહેતું.

— વનમાળા પરીખ

— સ્વાધ્યાય —

૧. આશ્રમની બહેનોએ કોળાના શાક વિશેની ફરિયાદ ગાંધીજીને સીધી કેમ ન કરી? બાને એ ફરિયાદની શી રીતે ખબર પડી? એનું શું પરિણામ આવ્યું?
૨. સાબુની છૂટ લેવા બહેનોએ શું કર્યું? એ અરજી મંજૂર થવાનું શું કારણ?
૩. આશ્રમમાં આવનાર મહેમાનને મુશ્કેલી રહેતી નહિ એનું શું કારણ?
૪. બા સામાની મૂંઝવણ તરત સમજે અને તરત દૂર કરે. કયો પ્રસંગ બાનો આ ગુણ બતાવે છે? તેનું વર્ણન કરો.
૫. બાનો જીવ ઉદાર હતો. કયા પ્રસંગ પરથી આ માલૂમ પડે છે?



## મહાત્મા ગાંધી — પ્રભુના ભક્ત, ગરીબોના મિત્ર

[ ૧ ]

દક્ષિણ આફ્રિકાથી ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે એમના મનમાં આશ્રમ સ્થાપવાની ઇચ્છા ઘૂંટાયા કરતી હતી. એને માટે તેઓ જગાની શોધમાં હતા. દેશના કરોડો અર્ધ-ભૂખે મરતા લોકોને કામધંધા વિનાના જોઈ એમનું દિલ વલોવાઈ જતું હતું. આટલા બધા લોકોના હાથમાં કયું કામ મૂકું એવો પ્રશ્ન તેમના મનમાં સળવળ્યા કરતો હતો. આજ અરસામાં એમને એવો વિચાર સૂઝયો કે રેંટિયો આ લોકોને આછીપાતળી તો આછીપાતળી પણ



રોટીનું સાધન પૂરું પાડશે, અને એમનામાં પગ પર ઊભા રહેવાની સ્વતંત્રતાની ભાવના જાગૃત થશે.

મિત્રો સાથેની વાતચીત પરથી એમની નજર આશ્રમની સ્થાપના માટે અમદાવાદ પર ઠરી. અહીં જ આશ્રમ સ્થાપવાનાં કારણો પણ હતાં. પોતે ગુજરાતી હોવાથી ગુજરાતી ભાષા મારફતે

દેશની વધારેમાં વધારે સેવા કરી શકાશે એવી ગાંધીજીની માન્યતા હતી. અમદાવાદ અગાઉ હાથવણાટનું મથક હોવાથી રેંટિયાનું કામ અહીં જ વધારે સારી રીતે થઈ શકશે એવી પણ એમની માન્યતા હતી. વધારામાં આ શહેરના પૈસાદાર લોકો ધનની જોઈતી મદદ આપી શકશે એવી આશા પણ ખરી. આમ અમદાવાદમાં પહેલાં એક બંગલામાં આશ્રમની શરૂઆત થઈ.

આ આશ્રમ સ્થપાયો ત્યારે ગાંધીજીએ મિત્રોને કહ્યું, "આશ્રમમાં નાતજાતના ભેદ રહેશે નહિ. જો કોઈ લાયક અંત્યજ ભાઈ મળી આવશે તો તેને પણ દાખલ કરીશ." ગાંધીજીના મિત્રોમાં કેટલાક તો ચુસ્ત વૈષ્ણવો હતા. તેમને તો અંત્યજ સાથે બેસવું પાલવે જ કેમ? પણ તેમણે માન્યું કે ક્યાં આશ્રમના નિયમ પાળે એવો અંત્યજ મળવાનો છે? આ તો વાત છે. આમ મન મનાવી તેઓ નિરાંતે બેઠા. પણ ભગવાન સૌની કસોટી કર્યા વિના રહેતો નથી.

આશ્રમ શરૂ થયો. લગભગ પચીસ સ્ત્રીપુરુષો આશ્રમવાસી હતાં. બધાં એક રસોડે જમે, પંગતમાં નાતજાતનો ભેદ નહિ, અને એક કુટુંબનાં માણસો હોય તેમ વર્તે. જાણે પંખીનો માળો!

કામમાં અને આનંદમાં થોડા મહિના વીત્યા ત્યાં કસોટીનો એક ભારે પ્રસંગ આવીને ઊભો. ગાંધીજીએ આશ્રમના સાથીઓને ભેગા કર્યા અને કહ્યું, "લો, આ પત્ર વાંચો." પત્ર પૂજ્ય ઠક્કરબાપાએ ગાંધીજીને લખ્યો હતો. તેમાં લખ્યું હતું: "એક અંત્યજ કુટુંબ આશ્રમના નિયમો પાળી તમારી સૌની સાથે રહેવા તૈયાર છે. તમે સ્વીકારશો?" બધાંએ એ વિશે ચર્ચા કરી અને બધાં કબૂલ થયાં. ગાંધીજીએ અંત્યજ કુટુંબને આશ્રમમાં બોલાવ્યું. આશ્રમમાં દૂધાભાઈ, તેમની પત્ની અને તેમની ધાવણી છોકરી

લક્ષ્મી આવ્યાં. જે અંત્યજો મંદિરના દરવાજા ખોલી પ્રભુનાં દર્શન કરવા અંદર ન જઈ શકે તેમને માટે ગાંધીજીએ આશ્રમના દરવાજા ખોલ્યા.

આ હકીકતની ખબરથી જૂના વિચારના હિંદુઓ ખળભળી ઊઠ્યા. પાણી આપવાથી વાત શરૂ થઈ. જે કૂવામાંથી આશ્રમના લોકો પાણી ભરતા હતા ત્યાંના કોસવાળાને આ વાત ગમી નહિ. આશ્રમના લોકોથી પાણીનો એક છાંટો ઊડે તો યે તે અભડાઈ જાય! તેણે બધાંને અને ખાસ કરી દૂધાભાઈને ગાળો ભાંડવા માંડી. ગાંધીજીએ સાથીઓને બોલાવી કહ્યું, "તમે પાણી ભરવામાં મક્કમ રહેજો. એ કૂવામાં આપણો હક છે. મનુષ્ય-માત્રનો જે હક છે તે લેવા ખાતર ગાળ સહન કરજો. હક જતો કરશો નહિ. ગાળથી ડરી જશો તો મને દુઃખ થશે." બોલતાં બોલતાં ગાંધીજીના હૈયામાંથી ગરીબો પ્રત્યેનો પ્રેમ ઊભરાઈ રહ્યો. બધા મક્કમ રહ્યા. કોસવાળો શરમાયો અને ગાળો બંધ થઈ.

પણ પૈસાની મદદ દેનારા ચુસ્ત હિંદુઓને આ પગલું ગમતું નહોતું. તેમણે પૈસાની મદદ બંધ કરી. એક મુશ્કેલી ઊભી થઈ! ઉપરાંત શહેરમાંથી આશ્રમનો બહિષ્કાર કરવાની વાતો સંભળાવા લાગી. મુશ્કેલી પર મુશ્કેલી! આશ્રમવાસીઓને હવે શું થશે એની ચિંતા થવા માંડી. ગાંધીજીએ સૌને કહ્યું, "જો આપણો બહિષ્કાર થાય અને આપણી પાસે કશી મદદ ન રહે તો યે આપણે હવે અમદાવાદ નહિ છોડીએ. અંત્યજવાડામાં જઈને અંત્યજો સાથે રહીશું. જે કંઈ મળી રહેશે તેની ઉપર અને નહિ તો મજૂરી કરીને પેટ ભરીશું." ગાંધીજીના મોં પર પ્રભુને નામે કચડાયેલાનો ઉદ્ધાર કરવાનો નિશ્ચય તરવરી રહ્યો. ગાંધીજીની હિંમતથી બધાં હિંમતવાન બન્યાં.

થોડા દિવસો આશ્રમનું ગાડું ચાલ્યું. મગનલાલ ગાંધી આશ્રમનો વહીવટ ચલાવતા હતા. તેમણે એક દિવસ ગાંધીજીને કહ્યું, "આવતે મહિને આશ્રમને ચલાવવા માટે ખર્ચના પૈસા નથી. શું થશે?" ગાંધીજીએ શાંતિથી કહ્યું, "કેમ શું થશે વળી? આપણે અંત્યજવાડે રહેવા જઈશું." કપરી કસોટી ગાંધીજીની સામે આવીને ઊભી રહી. એક બાજુ સમાજે વગરવાંકે કચડી નાખેલા ગરીબ દૂધાભાઈ છે, બીજી બાજુ શ્રીમંતો અને તેમના ધનના ઢગલા છે! દૂધાભાઈને રાખે તો શ્રીમંતોની મદદ જતી રહે છે, અને ધનની મદદનો લોભ રાખે તો દૂધાભાઈને છોડવા પડે. પણ આવા કસોટીના પ્રસંગે ગાંધીજીની પ્રભુમાંની શ્રદ્ધા ઝળહળી ઊઠે છે. તેમણે તરત નિશ્ચય કર્યો, "ભલે સૌ કોઈ મને છોડી જાય, પણ દૂધાભાઈને તો સાથે જ રાખીશ. પ્રભુ રાજી થશે એટલે બસ છે."

થોડા દિવસ વીત્યા. પૈસા વિના આશ્રમ ચલાવવાનો દિવસ પાસે આવી રહ્યો હતો. વળી આશ્રમના લોકોના દિલમાં ચિંતા પેઠી. કેવળ ગાંધીજી કશું બોલતા નથી અને શાંત છે. હૈયામાં શું થતું હશે તે કોણ કળી શકે? સવારનો પહોર હતો. આશ્રમના આંગણામાં પ્રકાશ પથરાયો હતો, પણ આશ્રમવાસીનાં હૈયાંમાં આછી નિરાશાનો અંધકાર હતો. ગાંધીજી અંદર બેઠા હતા. કોઈ પૂછે, "બાપુજી, કયે માર્ગે થઈને પ્રભુ આપણને મદદ કરવા આવશે?" તો તે તરત કહે, "એની મને યે ખબર નથી." પણ એમના મોં પર પ્રભુ પ્રત્યેની શ્રદ્ધા ઝળહળી રહી હતી. એમના શબ્દોમાં શ્રદ્ધાનો રણકાર હતો.

એકાએક એક બાળક દોડતો અંદર ગયો અને બોલ્યો, "બાપુજી, બહાર એક મોટર ઊભી છે. કોઈ એક શેઠ તમને

બોલાવે છે." ગાંધીજીએ બાળકને ઊંચકીને છાતી સરસો ચાંપ્યો. મનમાં બોલ્યા: "બાળક એ પ્રભુનો પેગંબર છે." તરત બહાર ગયા અને શેઠને મળ્યા. શેઠે પૂછયું, "મારી ઇચ્છા આશ્રમને મદદ કરવાની છે. તમે તે લેશો?" ગાંધીજી બોલ્યા, "તમે જો કંઈ આપો તો જરૂર લઉં. હું અત્યારે સાચી ભીડમાં છું." શેઠે કહ્યું, "હું કાલે આજ સમયે અહીં તમને મળીશ." બીજે દિવસે નક્કી કરેલા સમયે મોટરનું ભૂંગળું વાગ્યું. શેઠ અંદર ન ગયા એટલે ગાંધીજી બહાર આવ્યા. ગાંધીજીના હાથમાં રૂ. ૧૩,૦૦૦ ની નોટો મૂકી શેઠ મોટર હંકારી ગયા. ન નામ, ન ઠામ, ન કીર્તિની પરવા. આ તે કેવી મદદ? ગાંધીજીએ આકાશ તરફ જોયું અને મનમાં બોલ્યા, "પ્રભુ, એમાં તારો જ હાથ."

દૂધાભાઈને આશ્રમમાં રાખવા માટે ગાંધીજી મક્કમ રહ્યા. આને લીધે આપણા દેશમાં અંત્યજો તરફ થઈ રહેલો અન્યાય ધોવા માટે ગાંધીજીમાંથી એ દિવસથી જાણે પવિત્ર ગંગા વહી રહી છે!

[૨]

એક વખત ગાંધીજી કસ્તૂરબા વગેરે સાથે ઉત્કલ દેશમાં ફરી રહ્યા હતા. ગામડાંઓ જોતા જાય અને નિસાસો નાખતા જાય. મનમાં વિચારે કે આ તે ગામડાંમાં માણસો વસે છે કે જીવતાં હાડપિંજરો! જ્યાં જુએ ત્યાં ગરીબાઈનો પાર નહિ. લોકોને બે ટંક પૂરું ખાવાનું નહિ ત્યાં શરીરને પૂરતું ઢાંકવા કપડાં તો ક્યાંથી જ હોય?

ફરતા ફરતા એક દિવસ એક નાના ગામડામાં જઈ ચડ્યા. ત્યાંની ઝૂંપડીઓ! છાપરાંનાં કાણાંમાંથી વરસાદ સીધો અંદર આવી શકે. આ ગરીબાઈ જોઈ ગાંધીજી સમસમી ઊઠ્યા.

બારણામાં ઊભેલી ગરીબ બહેનોને જોઈ. તેમનો દેહ અરધો પણ ઢાંકેલો નહિ. બધાં ફાટ્યાંતૂટ્યાં કપડાં, અને તે પણ એવાં મેલાં કે તેમાંથી વાસ આવ્યા કરે. ગાંધીજીએ કસ્તૂરબાને કહ્યું, "તું આ બહેનોને સમજાવ કે કપડાં ફાટેલાં હોય તો કંઈ નહિ, પણ તે મેલાં તો ન જ રખાય. એ ધોવાનું હાથે ન બની શકે? એમાં આળસ ન રખાય. ફાટેલાં કપડાંમાં શરમ નથી, પણ મેલાં કપડાંમાં શરમ છે." કસ્તૂરબાએ બહેનોને આ વાત કહી. સૌ સાંભળી રહી. તેમની આંખમાં આંસુ આવ્યાં. એક બહેન કસ્તૂરબાની પાસે આવી અને તેમને પોતાની ઝૂંપડીમાં લઈ ગઈ. તે બોલી, "બા, જુઓ, અહીં કંઈ કબાટ કે પેટી નથી કે તેમાં બીજાં કપડાં હોય. મારી પાસે આ પહેરી છે તે એક જ સાડી છે. હું તેને શી રીતે ધોઈ શકું? મહાત્માજીને કહો કે મને જો કપડાંની બીજી જોડ મળે તો હું રોજ નાહવા અને રોજ કપડાં બદલવા તૈયાર છું."

ગાંધીજીએ આ હકીકત સાંભળી ત્યારે તેમને જાણે માથે વીજળી પડી એમ લાગ્યું. તેમનું તપસ્વી કઠણ હૈયું પણ હાથ ન રહ્યું. તેમની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. તે બોલ્યા, "અરે, મારા દેશની બહેનો પાસે બદલવાને બીજું ચીંથરું યે નથી! મારી ભારતમાતાની આવી દશા!" તરત તેમણે પોતાનાં વસ્ત્રો તરફ નજર કરી અને બાને કહ્યું, "આપણા દેશની બહેનો કપડાં વિના પોતાનો દેહ પણ ઢાંકી શકતી નથી તો મારે આટલાં બધાં કપડાં શાને?" આટલું બોલી તે થોડી વાર અટક્યા. મનમાં કંઈ વિચારી રહ્યા હોય તેમ લાગ્યું. પણ ક્ષણ બે ક્ષણ. તરત તેમણે ત્યાં ને ત્યાં એક પ્રતિજ્ઞા લીધી. તે બોલ્યા, "જ્યાં સુધી મારી ભારતમાતાનો આખો દેહ પૂરતો ઢંકાય નહિ ત્યાં સુધી મારે ઘણાં કપડાંને શું કરવાં છે? મારી લાજ ઢંકાય એ પૂરતો મારે એક કચ્છ બસ છે. એ જ મારો ધર્મ છે."

અને ત્યારથી શરીર પર પહેરાતાં બીજાં કપડાંનો બાપુએ ત્યાગ કર્યો, અને ત્યારથી ગરીબોના મિત્ર એવા બાપુ એક કચ્છ પહેરતા થયા છે.

— સ્વાધ્યાય —

૧. આશ્રમની સ્થાપના માટે ગાંધીજીએ અમદાવાદ કેમ પસંદ કર્યું ?
૨. પૈસાદારોએ ગાંધીજીને મળતી પૈસાની મદદ કેમ બંધ કરી ?
૩. કૂવામાંથી પાણી ભરવાની બાબતમાં સાથીઓને ગાંધીજીએ શી સલાહ આપી ?
૪. ગાંધીજીને મગનલાલે શી ચેતવણી આપી ? ગાંધીજીએ શો જવાબ આપ્યો ? ગાંધીજીને આશ્રમ છોડી અંત્યજવાડે ન જવું પડ્યું તેનું શું કારણ ?
૫. કસ્તૂરબાને ગાંધીજીએ ગરીબ બહેનોને શું કહેવા કહ્યું ? એક ગરીબ બહેને શું કર્યું ?
૬. ગાંધીજીએ શી પ્રતિજ્ઞા કરી ? ગાંધીજી એકલો કચ્છ જ કેમ પહેરે છે ?
૭. ગાંધીજીને પ્રભુમાં ભારે શ્રદ્ધા છે એ સૂચવતા પ્રસંગનું વર્ણન લખો.
૮. ગાંધીજી ગરીબના દુ:ખે દુ:ખી થાય છે એ સૂચવતા પ્રસંગનું વર્ણન લખો.



## બે મિત્રો

આજથી પાંચ હજાર વર્ષો પહેલાં આપણા દેશમાં બાળકો માટે કેવી નિશાળો હતી તેની તમને ખબર છે ? તે વખતે આજના જેવી નિશાળો નહોતી. આજના જેવા શિક્ષકો પણ નહોતા. આજના જેવાં શાળાનાં મોટાં મકાનો પણ નહોતાં. તે વખતે તો ઋષિમુનિઓ શાળા ચલાવતા. એ શાળાને ‘આશ્રમ’ કહેતા. એ

આશ્રમમાં બધા વિદ્યાર્થીઓ ભણવા જતા. તેઓ ગુરુને આશ્રમે જ રહેતા અને ત્યાં રહીને અભ્યાસ કરતા.

આવો હતો એક આશ્રમ ઋષિ સાંદિપનીનો. તેમના આશ્રમમાં ઘણાં બાળકો રહેતાં અને ભણતાં. પૈસાદાર અને ગરીબ વિદ્યાર્થીઓ બધા ભેગા જ રહેતા. કોઈને લાગતું નહિ કે હું શ્રીમંત છું, હું ગરીબ છું. ગુરુનો પ્રેમ જાદુનું કામ કરતો હતો. બધા વિદ્યાર્થીઓમાં એકમેક માટે પ્રેમ હતો. પણ એમાં યે કૃષ્ણ અને સુદામા વચ્ચેનો પ્રેમ તો અજબ હતો. કૃષ્ણનાં માતાપિતા પૈસાદાર હતાં જ્યારે સુદામો એક ગરીબ બ્રાહ્મણનો પુત્ર હતો. તેઓ બંને સાથે જ જમતા, સાથે જ ભણતા, સાથે જ સૂતા અને ગુરુનું કાંઈ પણ કામ કરવાનું હોય તો તે પણ સાથે જ કરતા. સુદામો ઘણો જ બુદ્ધિશાળી વિદ્યાર્થી હતો અને બીજા ઘણા વિદ્યાર્થીઓ એની પાસે અભ્યાસ કરવા આવતા. સુદામો સાંદિપની ઋષિનો પ્રિય વિદ્યાર્થી હતો. થોડાં વર્ષો પછી આશ્રમના વિદ્યાર્થીઓ વિદ્યા પ્રાપ્ત કરીને પોતપોતાને ઘેર જવા નીકળ્યા. કૃષ્ણને સુદામાથી છૂટા પડતાં ઘણું લાગી આવ્યું. એક ઝાડ તળે ઊભા રહી તેઓ બંને એકબીજાને ભેટ્યા અને રડ્યા. સુદામાએ કૃષ્ણને કહ્યું, ‘ભાઈ, તું તો થોડાં વરસો પછી દ્વારકાનો રાજા થશે. ત્યારે મને ભૂલી તો નહિ જાય ને? ગરીબ બ્રાહ્મણને કોઈ કોઈ વખત યાદ કરતો રહેજે.’

કૃષ્ણે રડતાં રડતાં કહ્યું, ‘ભાઈ સુદામા, તને હું કેમ ભૂલું? આપણી મૈત્રી હંમેશને માટે કાયમ રહેશે. તને જ્યારે પણ મારી જરૂર પડે ત્યારે સુખેથી દ્વારકા આવજે. તારાથી છૂટા પડવાનું મન થતું નથી. જાણે અહીં જ હમેશાં રહીએ તો કેવું?’

કૃષ્ણ દ્વારકા ગયા અને સુદામા પોતાને ગામ ગયા. બંને પરણ્યા અને પોતપોતાનું ઘર ચલાવવા લાગ્યા. કૃષ્ણ યાદવોના

આગેવાન થયા, પણ સુદામા તો ગરીબ જ રહ્યા. થોડાં વર્ષ પછી સુદામાને પોતાની પત્ની તથા બાળકોનો નિર્વાહ કરવાનું ઘણું મુશ્કેલ થઈ પડ્યું. પોતે બ્રાહ્મણ હોવા છતાં લોકો પાસેથી ભીક્ષા માગી લાવીને પોતાનું પૂરું કરવું એ તેમને ઠીક લાગતું નહિ. સુદામાની સ્ત્રી લોકોને ઘેર કામ કરતી અને થોડાઘણા પૈસા મેળવતી. આમ મહેનતમજૂરી કરીને તે પોતાના ધણીનું તેમજ પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતી. ધીમેધીમે સ્થિતિ વધારે દુ:ખજનક બની ગઈ. ઘરમાં બાળકોને માટે ખાવાનું પણ નહોતું. બાળકોને પહેરવાનાં પૂરતાં લૂગડાં પણ નહોતાં. ભૂખને લીધે બાળકો રડતાં. તેમને રડતાં જોઈ સુદામાની સ્રીને ઘણું જ દુ:ખ થતું. એક દિવસ સુદામાની સ્રીએ કહ્યું, ‘તમે તમારા મિત્ર કૃષ્ણની વાત કરતા હતા તેમની પાસે કેમ મદદ માગતા નથી? તમારા મિત્ર તો મોટા રાજા છે. શું તેઓ તમને મદદ નહિ કરે? તમે તેમની પાસે જઈને બધી વાત કરો. બાળકોને આમ ક્યાં સુધી ભૂખે મારશો?’

સુદામાએ કહ્યું, ‘તારી વાત સાચી છે. મારો મિત્ર તો દ્વારકાનો મોટો રાજા છે. પણ મિત્ર પાસે જઈને હાથ ધરવો એ મને ઠીક લાગતું નથી. પરમકૃપાળુ પરમેશ્વર સૌ સારું કરશે. તેનામાં શ્રદ્ધા રાખ.’

આમ ને આમ સુદામાની મુસીબત તો વધતી જ ગઈ. એક દિવસ ઘરમાં ખાવાનું મળ્યું નહિ એટલે છોકરાં ટળવળ્યાં. સુદામાની સ્ત્રી નિસાસા નાખવા લાગી. છેવટે સુદામા શ્રીકૃષ્ણ પાસે જવા તૈયાર થયા. જતી વખતે તેમની સ્ત્રીએ એક નાના કપડામાં થોડા ચોખા બાંધી આપ્યા. સુદામા હાથમાં લાકડી લઈને ધીમે ધીમે દ્વારકા તરફ ચાલી નીકળ્યા. લાંબી મુસાફરી કર્યા પછી સુદામા દ્વારકાનગરીમાં આવી પહોંચ્યા. જ્યારે તે શહેરમાં દાખલ થયા

ત્યારે રસ્તા પર ચાલતાં બાળકોએ તેમને જોયા. તેમનાં ફાટેલાં કપડાં તથા ભૂખથી કરમાઈ ગયેલો ચહેરો જોઈને બાળકો તેમની મશ્કરી કરવા લાગ્યાં. થોડાં અટકચાળાં બાળકોએ તેમને કાંકરા મારવા માંડ્યા. સુદામા ઝડપથી ચાલવા લાગ્યા. રસ્તે તેમને કોઈ એક વૃદ્ધ યાદવ મળ્યો એટલે સુદામાએ તેને પૂછયું, 'ભાઈ, શ્રીકૃષ્ણ કયાં રહે છે?' પેલા વૃદ્ધે તેમને જોઈતી માહિતી આપી અને બાળકોને ધમકાવીને કાઢી મૂકયાં.

થોડી વારમાં સુદામા શ્રીકૃષ્ણના મહેલ આગળ આવી પહોંચ્યા. મહેલના દરવાને તેમને અંદર જતાં અટકાવ્યા. ભિખારી જેવા જણાતા માણસને દરવાન રાજાના મહેલમાં કેમ જવા દે? પરંતુ સુદામા દરવાન પાસે ગયા અને કહ્યું, 'ભાઈ, શ્રીકૃષ્ણ તો મારા મિત્ર છે. અમે સાથે ભણેલા અને સાથે રમેલા. તું શ્રીકૃષ્ણને જઈને કહે કે સુદામો તમને મળવા આવ્યો છે.'

પહેલાં તો દરવાન ખડખડ હસ્યો અને સુદામાનું કહેલું સાંભળ્યું નહિ. સુદામાએ ફરીથી તેને કહ્યું, 'ભાઈ, મારું આટલું કામ કરશે તો ભગવાન તારું ભલું કરશે. એક ગરીબ બ્રાહ્મણની તને આશિષ છે.'

દરવાન અંદર ગયો અને શ્રીકૃષ્ણને સુદામાના આગમનની ખબર આપી. શ્રીકૃષ્ણ તે વખતે રાધા તથા બીજી રાણીઓ સાથે બેસીને વાર્તાલાપ કરતા હતા. સુદામાનું નામ સાંભળીને તેઓ એકદમ કૂદ્યા. ઝડપભેર મહેલમાંથી બહાર નીકળીને સુદામાને મળવા માટે દોડ્યા. સુદામાને જોઈ તેમનો હર્ષ માયો નહિ. સુદામાને ઘણા પ્રેમથી ભેટ્યા અને પછી હાથ પકડીને મહેલમાં તેડી લાવ્યા. શ્રીકૃષ્ણનું આ વર્તન જોઈ રાધા ને બીજી બધી રાણીઓ તથા મહેલનાં માણસો વિચારમાં પડી ગયાં. મહેલમાં આવીને શ્રીકૃષ્ણે

સુદામાને પોતાના સિંહાસન પર બેસાડ્યા. તેમણે પોતાને હાથે તથા રાણીઓની મદદ વડે સુદામાના પગ પાણીથી ધોયા. તેમને



પહેરવાનાં ઉત્તમ વસ્ત્રો આપ્યાં અને શ્રેષ્ઠ ભોજન તેમની આગળ પિરસાવ્યું. પછી નિરાંતે બેસાડીને બધી વાતો પૂછવા માંડી. શ્રીકૃષ્ણે સુદામાને તેની પત્ની તથા બાળકો વિશે પણ સમાચાર પૂછ્યા. સુદામાએ ઘણી ઘણી વાતો કરી, પરંતુ પોતાની ગરીબાઈ વિશે એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ. મિત્ર પાસે મદદ માટે હાથ કેમ લંબાવાય ? શ્રીકૃષ્ણ તથા સુદામા વાતો કરતા હતા ત્યાં રાધા આવી પહોંચ્યાં. રાધાએ મશ્કરીમાં કહ્યું, 'સુદામાજી, અમારાં ભાભીએ અમારે માટે શું મોકલ્યું છે ? જે લાવ્યા હો તે આપો તો ખરા.' સુદામા કાંઈ બોલ્યા નહિ. તેમને મનમાં થયું કે હું ક્યાં અહીં આવ્યો. આ તો લાજ જવાની. પોટલીમાં બાંધેલા તાંદુલ તેમણે સંતાડી રાખ્યા. શ્રીકૃષ્ણે આ પોટલી જોઈ અને સુદામાના હાથમાંથી

ખૂંચવી લીધી. પોટલી છોડીને તેમણે ચોખાના ફાકા મારવા માંડ્યા. રાધાએ પણ થોડા ચોખા ચાખી જોયા. કાચા ચોખા પણ શો મીઠો સ્વાદ! શ્રીકૃષ્ણ તથા રાધા ધરાઈ ધરાઈને ચોખા ખાઈ ગયાં.

આ પ્રમાણે આનંદમાં ને આનંદમાં ઘણા દિવસો નીકળી ગયા. રોજ સોનાના થાળમાં સારાં સારાં મિષ્ટાન્ન જમવાનાં હોય. સુદામાને જમતાં જમતાં પોતાની સ્ત્રી તથા બાળકો યાદ આવતાં. તેને થતું કે પોતે સારાં સારાં ભોજનો જમે છે જ્યારે પોતાનાં બાળકો તથા સ્ત્રી ભૂખે મરતાં હશે. એક દિવસ સુદામાએ શ્રીકૃષ્ણને કહ્યું, 'ભાઈ, હવે મને જવાની રજા આપો. ઘણા દિવસ થઈ ગયા છે, ને મને બાળકોની ઘણી ચિંતા થાય છે.' શ્રીકૃષ્ણે છેવટે સુદામાને જવાની રજા આપી. જતી વખતે બંને મિત્રો ઘણા પ્રેમથી ભેટ્યા. સુદામા જ્યારે દ્વારકાથી નીકળ્યા ત્યારે શ્રીકૃષ્ણે તેને કંઈ પણ આપ્યું નહિ. આથી તેને ઘણું જ ખોટું લાગ્યું. તે મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો: 'સ્ત્રીનું કહ્યું સાંભળીને હું શા માટે કૃષ્ણ પાસે ગયો? આવો મોટો રાજા થયો છે પણ ગરીબ મિત્રને એક રાતી પાઈ પણ આપી નહિ. હશે! મારો ઈશ્વર મારી સાથે.' વિચાર કરતાં કરતાં સુદામા થોડા દિવસમાં પોતાને ગામ પાછા આવી પહોંચ્યા. તે ગામની શેરીમાં દાખલ થયા, પણ પોતાનું નાનું ઝૂંપડું નજરે પડ્યું નહિ. સુદામા વિચારમાં પડી ગયા. પહેલાં તો તેને લાગ્યું કે તે ભૂલથી બીજી શેરીમાં આવ્યા હતા, પણ પછીથી ખાતરી થઈ કે તેનું ઘર એ જ જગ્યાએ હતું. પોતાના ઝૂંપડાની જગ્યાએ એણે એક મોટી હવેલી જોઈ. સુદામાને થયું કે મારી ગેરહાજરીમાં કોઈ માણસે મારું ઝૂંપડું તોડી પડાવીને એ જગ્યાએ હવેલી બાંધી હોવી જોઈએ. વિચાર કરતાં કરતાં સુદામા હવેલીની સામે ઊભા રહ્યા. એટલામાં સુદામાની સ્ત્રીએ તેમને બારીમાંથી



સુદામાની ઝૂંપડી હવેલી બની ગઈ !

જોયા. તે દોડતી બહાર આવી અને બોલી, ' ચાલો. ' બાળકો પણ દોડતાં આવી ઓટલા પર ઊભાં હતાં. પોતાની સ્ત્રી તથા બાળકોને સુદામા ઓળખી શકયા નહિ. તે તો નવાઈ પામી ઊભા રહ્યા. એટલામાં બધાં બાળકો દોડીને સુદામાને વીંટળાઈ વળ્યાં. સુદામાની સ્ત્રી ગળગળી થઈને બોલી, ' તમે આમ કેમ જોયા કરો છો ? આ આપણી જ હવેલી છે. તમારા મિત્ર શ્રીકૃષ્ણની જ આ કૃપા છે. મેં નહોતું કહ્યું તમને ? '

અવાજ પરથી સ્ત્રીને ઓળખી ત્યાં સુદામાની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. તેમણે બાળકોને વારાફરતી ઊંચકયાં. હવેલીનાં પગથિયાં ચડતાં તે ભગવાનનું નામ લેવા લાગ્યા. તેમની સ્ત્રી બોલી ઊઠી, ' ભગવાન કદી ભક્તને ત્યજી દે કે ? '

સુદામાના આખા દેહમાં આનંદ વ્યાપી ગયો. તે કાંઈ બોલી શકયા નહિ. તેમણે માળા કાઢી અને મનમાં ને મનમાં હરિનું નામ દઈ માળાના મણકા ફેરવવા લાગ્યા.

## — સ્વાધ્યાય —

૧. અસલના વખતમાં વિદ્યાર્થીઓ કેવી રીતે ભણતા ? તેઓ કેવી રીતે રહેતા ?
૨. કૃષ્ણ-સુદામાનો પ્રેમ અજબ હતો તેની આશ્રમમાં શી રીતે બીજાને ખબર પડી ?
૩. ભણીને છૂટા પડતી વખતે કૃષ્ણ-સુદામાએ એકમેકને શું કહ્યું ?
૪. સુદામાને તેમની સ્ત્રીએ કયાં જવાનું કહ્યું ? શા માટે ? સુદામા જવાની આનાકાની શા માટે કરતા ?
૫. સુદામાને દ્વારકામાં પહેલો અનુભવ કયો થયો ? એનું વર્ણન કરો.
૬. દરવાને સુદામાનો સંદેશો કહ્યો ત્યારે કૃષ્ણ શું કરતા હતા ? તરત તેમણે શું કર્યું ?

૭. સુદામાએ કૃષ્ણને પોતાની ગરીબાઈની વાત કેમ ન કહી? રાધાએ સુદામાની શી મશ્કરી કરી? કૃષ્ણે પોતાના મિત્રની આબરૂ શી રીતે જાળવી?
૮. સુદામાને કૃષ્ણે વિદાય આપી ત્યારે સુદામાને મનમાં કેમ ખોટું લાગ્યું?
૯. પોતાના ગામમાં આવીને સુદામા કઈ વસ્તુ જોઈ આશ્ચર્ય પામ્યા?
૧૦. સાચા ભક્તને પ્રભુ મદદ કરે છે એની ખાતરી સુદામાને ક્યારે થઈ?



## દેપાળદે

[ ૧ ]

ઉનાળો આવ્યો છે. ધોમ તડકો ધખે છે. આભમાંથી જાણે અગ્નિ વરસે છે. ઊની ઊની લૂ વાય છે. પારેવાં ફફડે છે.

ચૈત્ર મહિનો ગયો. વૈશાખ ગયો. જેઠ આવ્યો. નદી સરોવરનાં પાણી સુકાણાં, ઝાડવાંનાં પાન સુકાણાં, માણસોનાં શરીર સુકાણાં; પશુપંખી પોકાર કરવા લાગ્યાં.

રાજા દેપાળદે ગોહિલ ભગવાનના ભક્ત છે. રાતે ઉજાગરા કરે છે. પ્રભુને અરજ કરે છે, 'હે દયાળુ! મે વરસાવો! મારાં પશુ, પંખી ને માનવી ભુખ્યાંતરસ્યાં મરે છે.'

પ્રભુએ જાણે રાજાજીની અરજ સાંભળી. અષાઢ મહિનો બેઠો ને મેહુલા વરસવા લાગ્યા. ધરતી તરબોળ થઈ. ડુંગરા ઉપર ઘાસ ઊગ્યાં.

દેપાળદે ઘોડે ચડ્યા. રાજ્યમાં ફરવા નીકળ્યા. 'જોઉં તો ખરો, મારી વસતિ સુખી છે કે દુ:ખી? જોઉં તો ખરો, ખેડૂત ખેતર ખેડે છે કે નહિ? દાણા વાવે છે કે નહિ? તમામના ઘરમાં પૂરા બળદ ને પૂરા દાણા છે કે નહિ?'

ઘોડે ચડીને રાજા ચાલ્યા જાય: ખેતરે ખેતરે જોતા જાય. મોરલા ટહુકે છે, પશુડાં ચરે છે, નદીઓ ખળખળ વહે છે અને ખેડૂતો ગાતાં ગાતાં દાણા વાવે છે. સહુને સાંતીડે બબ્બે બળદો: બળદો પણ કેવા? ધીંગા ને ધફડિયા.

પણ એક ઠેકાણે રાજાજીએ ઘોડો રોકયો. જોઈ જોઈને એનું દિલ દુભાયું. કળીએ કળીએ એનો જીવ કપાયો.



એક માણસ હળ હાંકે છે. પણ હળને બે ય બળદ નથી જોતર્યા. એક બાજુ જોતરેલ છે એક બળદ, ને બીજી બાજુ જોતરેલ છે એક બાયડી!

માણસ હળ હાંકતો જાય છે, બળદને ય લાકડી મારતો જાય છે, બાયડીને ય લાકડી મારતો જાય છે. બાઈના બરડામાં

લાકડીના સોળ ઊઠી આવ્યા છે. બાઈ તો બિચારી રોતી રોતી હળ ખેંચે છે. ઊભી રહે તો માર ખાય છે.

રાજા દેપાળદે એની પાસે ગયા. જઈને કહ્યું : 'અરે ભાઈ! હળ ઊભું તો રાખ.'

'ઊભું તો નહિ જ રાખું. મારે વાવણી મોડી થાય તો ઊગે શું, તારું કપાળ? વાવણી ને ઘીતાવણી! મુડદું ઢાંકીને ય વાવણી કરવી પડે, ઠાકોર!'

એટલું બોલીને ખેડૂતે તો હળ હાંકયે રાખ્યું. એક લાકડી બળદને મારી અને એક લાકડી બાઈને મારી.

રાજાજી હળની સાથે સાથે ચાલ્યા. ખેડૂતને ફરી વિનવ્યો : 'અરેરે ભાઈ! આવો નિર્દય! બાયડીને યે હળમાં જોડી?'

'તેની તારે શી પંચાત? બાયડી તો મારી છે ને? ધરાર જોડીશ, ધરાર મારીશ.'

'અરે ભાઈ? શીદ જોડી છે? કારણ તો કહે.'

'મારો એક ઢાંઢો મરી ગયો છે. હું તો છું ગરીબ ચારણ. ઢાંઢો લેવા પૈસા ન મળે. વાવણી–ટાણે કોઈ માગ્યો ન આપે. વાવું નહિ તો આખું વરસ ખાઉં શું? બાયડીછોકરાંને ખવરાવું શું? એટલા માટે આને જોડી છે!'

'સાચી વાત! ભાઈ, સાચેસાચી વાત! લે, હું તને બળદ લાવી આપું. પણ બાયડીને તું છોડી નાખ. મારાથી એ નથી જોવાતું.'

'પે'લાં બળદ મંગાવી આપ, પછી હું એને છોડીશ. તે પહેલાં નહિ છોડું. હળને ઊભું તો નહિ જ રાખું. આ તો વાવણી છે, ખબર છે?'

રાજાએ નોકર દોડાવ્યો : 'જા ભાઈ, સામાં ખેતરોમાં. મોં–માગ્યાં મૂલ દેજે. બળદ લઈને ઘડીકમાં આવજે.'

તો ય ખેડૂત તો હળ હાંકી જ રહ્યો છે. બાઈ હળ ખેંચી શકતી નથી. એની આંખોમાંથી આંસુ ઝરે છે.

રાજા બોલ્યા : 'લે ભાઈ ! હવે તો છોડ. આટલી વાર તો ઊભો રહે.'

ખેડૂત બોલ્યો : 'આજ તો ઊભા કેમ રહેવાય ? વાવણીનો દિવસ : ઘડીકે ખોટી થાઉં તો આખા વરસના દાણા ઓછા થઈ જાય !'

રાજાજી દુભાઈ ગયા : 'તું પુરુષ થઈને આટલો બધો નિર્દય ? તું તો માનવી કે રાક્ષસ ?'

ખેડૂતની જીભ તો કુહાડા જેવી ! તેમાં ય પાછો ચારણ ખેડૂત ! બોલે ત્યારે તો જાણે લુહારની કોઢનાં ફૂલડાં ઝરે !

એવું જ બોલ્યો : 'તું બહુ દયાળુ હો તો ચાલ જૂતી જાને ! તને જોડું ને બાયડીને છોડું. ઠાલો ખોટી દયા ખાવા શા સારુ આવ્યો છે ?'

'બરાબર ! બરાબર !' કહીને રાજા દેપાળદે ઘોડા ઉપરથી ઊતર્યા ને પોતે હળ ખેંચવા તૈયાર થઈ ગયા. તેમણે કહ્યું : 'લે, છોડ એ બાઈને અને જોડી દે મને.'

બાઈ છૂટી. એને બદલે રાજાજી જૂતાણા. માણસો જોઈ રહ્યાં.

ચારણ તો અણસમજુ હતો. રાજાને બળદ બનાવીને એ તો હળ હાંકવા લાગ્યો. મારતો મારતો હાંકયે જાય છે.

ખેતરને એક છેડેથી બીજે છેડે રાજાએ હળ ખેંચ્યું. એક ઊથળ પૂરો થયો ત્યાં તો બળદ લઈને નોકર આવી પહોંચ્યો.

રાજા છૂટા થયા. ચારણને બળદ આપ્યો.

ચારણીની આંખોમાંથી દડદડ હેતનાં આંસુડાં દદડ્યાં. એ તો રાજાનાં વારણાં લેવા લાગી: ‘ખમ્મા મારા વીર! ખમ્મા મારા બાપ! ક્રોડ દિવાળી તારાં રાજપાટ તપજો!’

દેપાળદે રાજા ભારે હૈયે ચાલ્યા ગયા.

[ ૨ ]

ચોમાસું પૂરું થયું. દિવાળી ઢૂકડી આવી. ખેતરમાં ઊંચા ઊંચા છોડવા ઊગ્યા છે. ઊંટ ઓરાઈ જાય તેટલા બધા ઊંચા! દરેક છોડની ઉપર અક્કેક ડૂંડું: ડૂંડું પણ કેવડું મોટું? વેંત વેંત જેવડું! ડૂંડામાં ભરચક દાણા! ધોળી ધોળી જુવાર અને લીલા લીલા બાજરા!

જોઈ જોઈને ચારણ આનંદ પામ્યો.

પણ આખા ખેતરની અંદર એક ઠેકાણે આમ કેમ? ખેતરને એક છેડેથી બીજા છેડા સુધીની હારમાં એકે ય છોડને ડૂંડાં નીઘલેલાં જ ન મળે! આ શું કૌતુક!

ચારણને સાંભર્યું: ‘હા હા! તે દિ’ હું વાવણી કરતો હતો ને ઓલ્યો દોઢડાહ્યો રાજા આવ્યો હતો. એ મારી બાયડીને બદલે હળે જૂત્યો’તો. આ તો એણે હળ ખેંચેલું તે જ જગ્યા. કોણ જાણે કેવો ય પાપિયો રાજા! એનાં પગલાં પડ્યાં એટલી ભોંમાં મારે કાંઈ ન પાક્યું, ‘વાવેલા દાણા ય ફોગટ ગયા!

ખિજાઈને ચારણ ઘેર ગયો. જઈને બાયડીને વાત કરી: ‘જા, જઈને જોઈ આવ ખેતરમાં. એ પાપિયાના પગ પડ્યા તેટલી ભોંયમાં મારું અનાજે ન ઊગ્યું!’

બાઈ કહે, ' અરે ચારણુ ! હોય નહિ. એ તો હતા રામરાજા. સાચે જ તું જોતાં ભૂલ્યો. '

' ત્યારે તું જઈને જોઈ આવ. ફરી મળે તો હું એને ટીપી જ નાખું. એણે મારા દાણા ખોવરાવ્યા. કેવા મેલા પેટનો માનવી ! મળે તો એને મારી જ નાખું. '

દોડતી દોડતી ચારણી ખેતરે ગઈ. પેટમાં તો થડક થડક થાય છે. સૂરજ સામે હાથ જોડે છે, સ્તુતિ કરે છે : ' હે સૂરજ, તમે તપો છો, તમારાં સત તપે છે, તો ય સતિયાનાં સત શીદ ખોટાં થાય છે ? મારા રાજાના સતની રક્ષા કરજો બાપ ! '

જુએ ત્યાં તો સાચોસાચ એક ઊથળ જેટલા છોડવાનાં ડૂંડાં નીઘલ્યાં જ નહોતાં. ને બીજા બધા છોડવા તો ડૂંડે ભાંગી પડે છે !

આ શું કૌતક ?

પણ એ ગાંડા ચારણની ચારણી તો ચતુર, સુજાણ હતી.

ચારણી હળવે હળવે એ હારના એક છોડવા પાસે ગઈ. હળવે હળવે છોડવો નમાવ્યો. હળવેક ડૂંડું હાથમાં લીધું. હળવે હાથે ડૂંડા ઉપરથી લીલું પડ ખસેડ્યું.

આહાહાહા ! આ શું ? દાણા નહિ, પણ સાચાં મોતીડાં !

ડૂંડે ડૂંડે મોતીડાં : ચકચકતાં રૂપાળાં : રાતાં, પીળાં અને આસમાની મોતીડાં. મોતી ! મોતી મોતી !

રાજાજીને પગલે પગલે મોતી નીપજ્યાં.

ચારણીએ દોટ દીધી. ઘેર પહોંચી. ચારણનો હાથ ઝાલ્યો : ' અરે મૂરખા, ચાલ તો મારી સાથે ! તને દેખાડું કે રાજા પાપી હતો કે ધર્મી હતો ? '

પરાણે એને લઈ ગઈ. જઈને દેખાડ્યું : મોતી જોઈને ચારણ પસ્તાયો : 'ઓહોહો ! મેં આવા પનોતા રાજાને, આવા દેવરાજાને કેવી ગાળો દીધી !'

બધાં મોતી ઉતાર્યાં. ચારણે ફાંટ બાંધી. પરભાર્યો દરબારને ગામ ગયો.

કચેરી ભરીને રાજા દેપાળદે બેઠા છે. ખેડૂતોનાં સુખદુ:ખની વાતો સાંભળે છે. મુખડું તો કાંઈ તેજ કરે છે !



રાજાજીના ચરણમાં ચારણે મોતીની ફાંટ મૂકી દીધી. લૂગડું ઉઘાડી નાખ્યું. આખા ઓરડામાં મોતીનાં અજવાળાં છવાયાં.

રાજાજી પૂછે છે, 'આ શું છે ભાઈ ?'

ચારણ લલકારીને મીઠે કંઠે બોલ્યો :

"જાણ્યો હોત જડધાર, નવળંગ મોતી નીપજે;
(તો) વવારત વડ વાર, દિ આખો દેપાળદે !"

'હે દેપાળદે રાજા ! જો મેં પહેલેથી જ એમ જાણ્યું હોત, કે તું તો શંકરનો અવતાર છે, જો મને પહેલેથી જ ખબર પડી હોત કે તારે પગલે તો નવલખાં મોતી નીપજે છે, તો તો હું તને તે દિવસ હળમાંથી છોડત શા માટે ! આખો દિવસ તારી પાસે જ હળ ખેંચાવત ને ! આખો દિવસ વાવ્યા કરત તો મારું આખું ખેતર મોતી મોતી થઈ પડત !'

રાજાજી તો કાંઈ સમજ્યા જ નહિ. 'અરે ભાઈ ! તું આ શું બોલે છે ?'

ચારણે બધી વાત કહી.

રાજાજી હસી પડ્યા : 'ભાઈ ! મોતી કાંઈ મારે પુણ્યે નથી ઊગ્યાં. એ તો તારી સ્ત્રીને પુણ્યે ઊગ્યાં છે. એને તેં સંતાપી હતી એમાંથી એ છૂટી, અને એનો જીવ રાજી થયો. એણે તને આશિષ આપી, તેથી આ મોતી પાક્યાં.'

ચારણ રડી પડ્યો : 'હે દેવરાજા ! મારી ચારણીને હું હવે કદી યે નહિ સંતાપું.'

ચારણ ચાલવા માંડ્યો. રાજાજીએ એને ઊભો રાખ્યો : 'ભાઈ ! આ મોતી તારાં છે. તારા ખેતરમાં પાક્યાં છે. તું જ લઈ જા !'

'બાપા ! તમારાં પુણ્યનાં મોતી ! તમે જ રાખો.'

'ના ભાઈ ! તારી સ્ત્રીનાં પુણ્યનાં મોતી : એને પહેરાવજે. લે, હું સતીની પ્રસાદી લઈ લઉં છું.'

રાજાજીએ એ ઢગલીમાંથી એક મોતી લીધું, લઈને માથા પર ચડાવ્યું, પછી પરોવીને ડોકમાં પહેર્યું.

ચારણ મોતી લઈને ચાલ્યો ગયો. ઘેર જઈને ચારણીના પગમાં પડ્યો. મોતીની ઢગલી કરી કહ્યું, 'ચારણી, મેં તને ઘણી સંતાપી છે. હવે નહિ સંતાપું હોં!'

—ઝવેરચંદ મેઘાણી

## — સ્વાધ્યાય —

૧. દેપાળદે રાજાએ પ્રભુને ક્યારે પ્રાર્થના કરી? દેપાળદે રાજા શા માટે રાજ્યમાં ફરવા નીકળ્યા?

૨. રાજા કઈ જગાએ અટક્યા? એમને દુઃખ શા માટે થયું?

૩. રાજાએ ખેડૂતને શી વિનંતી કરી? ખેડૂતે શો જવાબ આપ્યો?

૪. ખેડૂતે સ્રીને હળે શા માટે જોડી હતી? દેપાળદેને હળે શા માટે જોડાવું પડ્યું? રાજા હળે શા માટે જોડાયા? ક્યારે છૂટી શક્યા?

૫. ખેડૂતને કઈ જગાએ પાક ન દેખાયો? એમ થવાનું કારણ એણે શું માન્યું?

૬. ચારણી ખેતરમાં શા માટે ગઈ? ત્યાં પહેલાં એને કેમ દુઃખ થયું? એને ક્યારે આનંદ થયો?

૭. ખેડૂતને રાજા પુણ્યશાળી છે એમ ક્યારે સમજાયું? ખેડૂત મોતી લઈને ક્યાં ગયો? શા માટે ગયો?

૮. રાજાએ એ મોતીનું શું કર્યું? ખેડૂતે ઘેર જઈને શું કર્યું?

૯. નીચેની વસ્તુ ક્યા પ્રસંગો પરથી સમજાય છે?

(અ) રાજા દયાથી ભરપૂર હતો. (બ) રાજા બીજાની ખાતર દુઃખ ખમવા તૈયાર હતો. (ક) રાજા પ્રજાના ધનને હાથ પણ અડાડતો નહિ.



# ભૂતની શોધમાં

નવીનપુર નામનું નાનકડું ગામ હતું. ગામને પાદરે નાની નદી હતી. નદીમાં વરસાદના દિવસોમાં પાણીનાં પૂર ચડતાં, પણ ઉનાળામાં સૂકું મેદાન થઈ જતું. નદીકિનારે હનુમાનજીનું ભાંગ્યું-તૂટ્યું મંદિર હતું.

નાનકડા નવીનપુરમાં માધુભાઈ મોટા માણસ ગણાતા હતા. માધુભાઈના દીકરાનું નામ મગન. મગન ખરાબ છોકરાઓ સાથે રમી બગડી ન જાય તેની માધુભાઈ ખાસ સંભાળ રાખતા.

એક દિવસ નિશાળમાં મગનને તેના એક દોસ્તે કહ્યું, ' મગન, તું રહે છે ત્યાંથી થોડે દૂર હનુમાનજીનું મંદિર છે. ત્યાં આજકાલ ભૂત રહે છે!'

'ભૂત!' મગન કંઈક નવાઈ પામતો હોય એમ બોલ્યો. 'તને કોણે કહ્યું?'

'મારા કાકા આજે ઘરમાં વાત કરતા હતા.'

'એમ? તેં કદી ભૂત જોયું છે ખરું?'

'ના ભાઈ, મેં તો નથી જોયું, પણ ઘરનાં મોટેરાં ખોટી વાત શા માટે કહે? જોયું હશે ત્યારે જ કહેતાં હશે ને!'

'ખરેખર દોસ્ત, ભૂત કેવું હોય તે આપણે જોવું જોઈએ!'

'જોવું હોય તો જાને ભાઈ, કોણ તને રોકે છે? જીવતો પાછો ફરે તો બસ.'

મગન એક જ વિચાર કરે, ભૂત કેવું હશે? તે શું ખાતું હશે? મંદિરમાં ભૂત હશે ખરું કે? હું ઘણી વખત મંદિરમાં ગયો છું. મને કેમ ભૂત નથી દેખાતું? એકાદ અજવાળી રાતે ભૂત જોવા જઈએ તો કેવી મઝા પડે!'

સાંજે મગનને લલ્લુ ગોવાળ મળ્યો. લલ્લુને જોતાં જ મગનને ભૂતની વાત યાદ આવી. લલ્લુ રોજ હનુમાનજીનાં મંદિર પાસેથી જાય છે ને આવે છે. કદાચ એ ભૂત વિશે કંઈક જાણતો હશે.

' લલ્લુ, તું હમણાં કઈ તરફથી આવ્યો ? '

' હમેશાં આવું છું એજ રસ્તે આવ્યો. હનુમાનજીના મંદિર-વાળા રસ્તે.'

' એમ કે ! ત્યારે તો તને ઘણી મજા પડી હશે ! તું આવે તો એક અજવાળી રાતે આપણે ત્યાં ફરવા જઈએ. '

' મગનભાઈ, કહો તો આજની રાતે જ. આજે પૂનમ છે. '

રાતે નવ વાગ્યે લલ્લુ ગોવાળ સાથે મગન હનુમાનજીના મંદિરના ભૂતની શોધમાં બહાર પડ્યો.

રસ્તે ચાલતાં મગને લલ્લુને પૂછ્યું, ' અલ્યા, લોકો વાત કરે છે કે અજવાળી રાતે આ મંદિર નજીક કેટલાક દિવસથી ભૂત ફરતું દેખાય છે. '

' ભૂત ? ' લલ્લુ બેદરકારીથી બોલ્યો. ' ત્યારે તો આપણે પણ આજે જોઈશું. '

' આ મશ્કરીની વાત નથી, લલ્લુ ! હું કહું છું એ તદ્દન સાચી વાત છે. '

' હું ક્યાં કહું છું કે ખોટી વાત છે ! અરે, ભૂત કેવું ને વાત કેવી ! તમે પણ મગનભાઈ, કાંઈ અજબ છો ને ! અમે તો રાતદિવસ આ રસ્તે આવજા કરીએ છીએ, તો પછી અમને ભૂત કેમ દેખાતું નથી ? '

વાત કરતાં દશેક વાગ્યે બંને મંદિર નજીક આવી પહોંચ્યા. આ રસ્તો એ વખતે તદ્દન શાંત હતો. લોકોની આવજા બંધ થઈ

ગઈ હતી. સફેદ દૂધ જેવું ચાંદરણું હોવાથી દેખાવ ઘણો જ મનમોહક લાગતો હતો.

હવે મંદિર પાંચ દશ પગલાં દૂર હતું. મંદિર નજીક કોઈક ફરતું હોય એમ જણાયું. આ માણસ જેવા આકારને મંદિર પાસે ફરતાં જોઈ મગન બોલ્યો, 'લલ્લુ, પેલું શું દેખાય છે?'

'રસ્તેથી કોઈ માણસ જતું હશે.'

'માણસ કે ભૂત?'

'તું પણ છે ને ભાઈ! ભૂત, ભૂત શું કર્યા કરે છે?'

'તેમ નથી. પણ જો ને, હવે તો એ મંદિરના ઓટલે જઈ બેઠો.'

હવે તો લલ્લુ પણ જરા ગભરાયો. મગન બીકથી ગભરાઈ જશે એમ ધારી તે બોલ્યો, 'મગન, આવ. આપણે પેલા ઝાડ પાછળ ઉભા રહી એ શું કરે છે તે જોઈએ.'



એક મોટા ઝાડના થડ પાછળ બંને ઊભા રહ્યા. મંદિરના ઓટલે બેસનારે એ બંનેને જોયા હોય એમ તેમને લાગ્યું. પેલો આકાર ઊભો થઈ તેમની નજીક આવવા લાગ્યો. મગન અને લલ્લુ બંને થરથર ધ્રૂજવા લાગ્યા. બંને એકબીજાનો હાથ મજબૂત પકડીને ઊભા રહ્યા.

પેલા માણુસ જેવા આકારે નજીક આવી પૂછયું, 'તમે કોણ છો?'

અવાજ માણસનો હોય એમ લાગ્યું. છતાં મગન અને લલ્લુના તો હોશકોશ ઊડી ગયા. જવાબ આપવાની તો હિંમત જ કયાં હતી? ફરીથી અવાજ સંભળાયો.

'તમે કોણ છો? અહીં આટલી મોડી રાતે શા માટે આવ્યા છો? ગભરાશો નહિ. મારી પાસે આવો.'

આ બધી વાત તેમને જ પૂછવામાં આવે છે, અને હવે ચૂપ ઊભા રહેવામાં મજા નથી એમ સમજી લલ્લુ આગળ આવ્યો. મગન પણ તેની સાથે પગ ઉપાડવા લાગ્યો.

હવે લલ્લુ અને મગનની ખાતરી થઈ કે બોલનાર આકાર સાધારણ માણસ જેવો માણસ છે. છોકરાઓને પોતાની પાસે બેસાડી પેલા આકારે માથા ઉપર બાંધેલું ધોતિયું છોડી નાખ્યું. તેણે ધીમે રહીને પૂછયું, 'છોકરાઓ, તમે કોણ છો?'

'અમે નજીકના ગામમાં રહીએ છીએ,' લલ્લુએ કહ્યું.

'આટલી મોડી રાતે અહીં શા માટે આવ્યા છો?'

'ફરવા.' મગને ધીમેથી કહ્યું. હવે તેનામાં બોલવાની હિંમત આવી હતી.

'ફરવા? ખોટી વાત!'

'ચાંદની રાતે ફરવું એ તો મોજ છે.'

'પણ એવી મોજ ભોગવનારા માણુસો કયાં છે?'

લલ્લુ અને મગન અહીં શા માટે આવ્યા હતા તે જણાવ્યું. સાથે સાથે એ પણ પૂછી લીધું કે 'આટલી મોડી રાતે તમારે અહીં શા માટે આવવું પડે છે? તમે ભૂત છો કે માણુસ?'

'ભૂતે' પોતાને અહીં શા માટે રહેવું પડે છે તે વાત બંને છોકરાઓને કહી અને થોડું ખાવાનું આપ્યું.

મગન અને લલ્લુ મોડી રાતે ઘેર પાછા ફર્યા. બીજે દિવસે મગને બાપાજીને કહ્યું, 'બાપાજી, તમને એક ગમ્મત કહું?'

'વળી શી ગમ્મત છે, ભાઈ?'

'કાલે રાતે હું હનુમાનજીના મંદિરમાં ભૂત જોવા ગયો હતો. પહેલાં તો હું અને લલ્લુ ગોવાળ ઘણા જ ગભરાયા. જાણો છો બાપાજી! મંદિરમાં ભૂત નહિ પણ એક સારો માણુસ રહે છે.'

'સારો માણુસ રાતે ત્યાં શું કરવા જાય?'

'સાંભળો તો ખરા! આ માણુસના બાપે ઘણું મોટું દેવું કરેલું. થોડા દિવસ પહેલાં બાપ મરી ગયો. માગનારાઓએ ઘરબાર ને જમીન ઝૂંટવી લીધાં. છતાં બાકી રહ્યું તે માટે લોકો ભારે ત્રાસ આપે છે. ત્રાસથી બચવા આખો દિવસ જંગલમાં છુપાઈ રહે છે અને રાતે મંદિરમાં આવી સૂઈ રહે છે. તેનું નામ શંકરભાઈ. બાપનું નામ મરઘાભાઈ.'

માધુભાઈ મોટા માણુસ રહ્યા એટલે સૌ કોઈને ઓળખે. તે બોલી ઊઠ્યા, 'વાહ! ઘણી મોટી શોધ કરી!'

'જેવી તેવી શોધ નહિ! ભૂતની શોધ!' મગને અભિમાનથી છાતી ફુલાવી.

—ડૉ. મોહનલાલ જ. પાઠક

— સ્વાધ્યાય —

૧. મગનને તેના દોસ્તે શું કહ્યું ? તેની વાત સાંભળી મગને શો વિચાર કર્યો ?
૨. મગને લલ્લુ ગોવાળને શું પૂછ્યું ? લલ્લુ ગોવાળ અને મગન રાતે ક્યાં ગયા ?
૩. હનુમાનજીના મંદિર પાસે લલ્લુ અને મગને શું જોયું ? એ જોઈને તેમને શું થયું ?
૪. મંદિર પાસે દેખાતો આકાર ભૂત નથી એની લલ્લુ અને મગનને ક્યારે ખાતરી થઈ ?
૫. એ માણસ કોણ હતો ? તે હનુમાનજીના મંદિર પાસે રોજ રાતે શા માટે આવતો ?



## સાહસવીર કોલંબસ

[ ૧ ]

ક્રિસ્ટોફર કોલંબસનો જન્મ ઇટલીના એક નાના ગામડામાં ૧૪૫૧ ની સાલમાં થયો હતો. એના પિતાની ઇચ્છા પોતાનો દીકરો ભણીને મોટો થાય એવી હતી, પણ નાનપણથી જ કોલંબસ તો દેખે દેખેને દરિયો. દરિયાને કિનારે એ બાળક ઊભો રહે અને ઊછળતાં મોજાં જોયા કરે. તરતાં વહાણો જોઈને તો એના પગ સ્થિર પણ ન રહે. એને મનમાં થાય કે જાણે ઊડીને એ વહાણોમાં બેસી જાઉં. આમ કરતાં કરતાં એનું આખું મન દરિયાની વાતોથી જ ભરાઈ ગયું. જાગતાં કે ઊંઘતાં દરિયામાં સફર ખેડવાનાં એને સ્વપ્નાં આવ્યાં જ કરે.

કોલંબસ ચૌદ વર્ષનો થયો ત્યાં એનું સાહસ માટે તલસતું મન કૂદાકૂદ કરવા લાગ્યું, અને એક વેપારીના વહાણમાં એ તો

જાણે સફરે ઊપડ્યો! ખલાસીઓ પાસે એણે દૂર આવેલા દેશોની ખૂબ વાતો સાંભળી. હિંદ અને ચીન વિશે એવી અદ્‌ભુત વાતો સાંભળી કે તે સાંભળતાં એનો જીવ ધરાય જ નહિ. અહા! એ બે દેશોમાં ધનદોલત તો એટલી છે કે ખૂટી ખૂટે જ નહિ. એ તો સોનાના દેશ! આ વાતોએ એના દિલમાં હિંદ અને ચીન જવાની ઇચ્છા જાગૃત કરી. એ ત્યાં જવાનાં સ્વપ્નાં સેવવા લાગ્યો.

એક વખત કોલંબસ દરિયાકિનારે બેઠો હતો. પાણીમાં તેણે એક વિચિત્ર પ્રકારની વનસ્પતિ તણાઈ આવતી જોઈ. વળી બીજી વખત તેણે કોરેલા લાકડાના ટુકડા જોયા. તેણે મનમાં વિચાર્યું, "આવી વનસ્પતિ અહીં ઊગતી નથી. અહીં આવા કોરેલા લાકડાના ટુકડા પણ જોવામાં આવતા નથી. ત્યારે એ ક્યાંથી આવતા હશે? આ વનસ્પતિ કોઈ જગાએ ઊગતી હશે ને?" થોડા દિવસ પછી એણે કાળી ચામડીવાળાં બે મુડદાં જોયાં. વળી વિચારવા લાગ્યો, "આવાં માણસો ક્યાં રહેતાં હશે?" વિચારતાં વિચારતાં વીજળીની માફક એના મનમાં એક વિચાર આવ્યો. તેણે દરિયા તરફ આંગળી કરી અને દૂર કંઈ બતાવતો હોય એમ બોલ્યો, "નક્કી, આ દરિયાની પેલી બાજુ–પેલે કિનારે કોઈ દેશ હોવો જોઈએ. ત્યાં જ આ વનસ્પતિ ઊગતી હશે. ત્યાં જ આ માણસો રહેતાં હોવાં જોઈએ. અને ત્યાં જ હિંદ અને ચીન તો નહિ હોય?" આ વિચાર તેનાં મનમાં ઘોળાવા લાગ્યો અને દિવસે દિવસે દૃઢ થયો. દરિયામાર્ગે હિંદ અને ચીન જવાની તેની ઇચ્છા દૃઢ થઈ. તેણે દરિયાના માર્ગના નકશાઓ અને દરિયામાં શી રીતે સફર ખેડી શકાય તેની યોજના તૈયાર કરી.

દરિયો ખેડવાની ઇચ્છા તો થઈ, પણ તેને માટે સાધનો જોઈએ ને? વહાણો જોઈએ, ખલાસીઓ જોઈએ, પૈસા જોઈએ.

તે પોર્ટુગલના રાજા પાસે ગયો; કારણ કે એ દેશ દરિયાની સફરમાં ખૂબ રસ લેતો હતો. રાજાને મદદ કરવા કહ્યું. રાજાએ યોજના માગી. કોલંબસે તે બતાવી. રાજા લુચ્ચો હતો. તેણે એ યોજના ખલાસીઓને બતાવી અને પોતાનાં વહાણો એ માર્ગે રવાના કર્યાં. પોતાના ખલાસીઓ જો હિંદ અને ચીનનો દરિયામાર્ગ શોધી કાઢે તો ત્યાંની દોલત રાજા એકલાને મળે ને? અને આબરૂ તો વળી જુદી.

રાજાનાં થોડાં વહાણો કોલંબસે બતાવેલા દરિયાના માર્ગે ગયાં, પણ થોડા દિવસોમાં દરિયામાં એવું તો તોફાન થયું કે જેમ તેમ જીવ બચાવી બધા ખલાસી પોર્ટુગલ પાછા ફર્યા.

કોલંબસને આ લુચ્ચાઈની ખબર પડી ત્યારે તેને ખૂબ ક્રોધ ચડ્યો. તે સીધો સ્પેનના રાજા પાસે ગયો, અને તેની આગળ દરિયાના માર્ગનું, પેલા કિનારે આવેલા દેશનું, હિંદનું, ચીનનું અને ત્યાંની ધનદોલતનું વર્ણન કર્યું. જો એક વાર દરિયાને માર્ગે ત્યાં પહોંચાયું તો સોનાના તો ઢગે ઢગ જ! રાજાની રાણીનો ઉત્સાહ તો આ સાંભળીને માયો નહિ. તેણે કહ્યું, "હું મારાં ઘરેણાં વેચીને પણ કોલંબસને મદદ કરીશ." આમ રાજાની મદદ મળતાં કોલંબસે થોડા બહાદુર ખલાસીઓ તૈયાર કર્યા. સફરને શરૂ કરવાનો દિવસ નક્કી થયો.

સફર શરૂ કરવાને દિવસે પાલોસના બંદર પર લોકોનું મોટું ટોળું ભેગું થયું: કિનારે ઊભા રહેવાની જગા નથી. વૃદ્ધો, બાળકો, સ્ત્રી અને પુરુષો એમ સૌ કોઈની નજર કિનારે સાંકળે બાંધેલાં ત્રણ વહાણો પર ઠરી રહી હતી. વહાણો ત્રણ હતાં: એક મોટું, 'સાન્તા મેરિયા'; બે નાનાં, 'પીન્ટા' અને 'નીના'. એ ત્રણેની ટોચ પર સ્પેન દેશનો વાવટો પવનમાં ફરકી રહ્યો હતો. વહાણની દિશા તરફ ખલાસીઓ જઈ રહ્યા હતા. બધાને મોખરે ચાલતો

ખલાસી સૌમાં તરી આવતો હતો. તેનો તેજસ્વી ચહેરો, ચમકતી આંખો અને દૃઢ પગલાં બધાંનું ધ્યાન ખેંચી રહ્યાં. એ હતો કોલંબસ. એને વિદાય આપવાને અને હિંદ તથા ચીન દેશની શોધ સફળ બને એમ ઇચ્છવાને બધાં ભેગાં થયાં હતાં. કોલંબસે જેવો વહાણ પર પગ મૂકયો તેવું જ ટોળાને નમન કર્યું. લોકોએ આનંદની કિકિયારી કરી મૂકી. 'કોલંબસની જય!' 'કોલંબસની જય!' વહાણ ઉપડ્યું અને થોડે દૂર ગયું તો યે લોકો ત્યાં જ ઊભા રહ્યા. લોકો પોતાના પ્યારા કોલંબસને જતો જોઈ રહ્યા. કોલંબસે દૂરથી વાવટો ફરકાવ્યો. વળી લોકોએ પોકાર કર્યો, 'કોલંબસની જય!' 'કોલંબસની જય!'

[ ૨ ]

સાહસની સફર શરૂ થઈ. વહાણો જેમ જેમ દૂર જતાં ગયાં તેમ તેમ સ્પેનનો કિનારો દેખાતો બંધ થયો. થોડા દિવસ પછી તો કિનારા પરની બધી વસ્તુ દેખાતી બંધ થઈ. હવે તો જ્યાં જુએ ત્યાં પાણી જ પાણી! સવારે સૂર્ય ઊગે એટલે ચોમેર નજર કરતાં પાણી જ દેખાય, અને રાતે તારાના ઝાંખા પ્રકાશમાં યે ચોમેર પાણી જ પાણી! છેવટે ખલાસીઓને અકળામણ થવા લાગી. તેઓ બોલવા લાગ્યા! "આ પાણીનો અંત ક્યારે આવશે? જમીન ક્યારે દેખાશે? ક્યારે જમીન પર પગ મૂકીશું?" બધા ગભરાવા લાગ્યા. પણ કોલંબસ શાંત હતો. તેને શ્રદ્ધા હતી. તે બધાને શાંતિ આપતો અને કહેતો કે "ધીરજ રાખો. ઈશ્વર સૌ સારું કરશે. મને ખાતરી છે કે જમીન આવશે જ."

પણ જમીન ક્યાં? આમ ને આમ નવ અઠવાડિયાં વીતી ગયાં. ખલાસીઓની ધીરજ હવે ટકે એમ નહોતું. આ તો દરિયામાં



જમીન આવશે, પણ જમીન ક્યાં ?

જ મરી જવાના એવી બીક તેમનાં હૈયાંમાં પેસી ગઈ હતી. વળી કોલંબસે તેમને મહા મહેનતે સમજાવ્યા. એક વખત રાત પડી હતી. ઝાંખા પ્રકાશમાં પાણી દેખાતું હતું. એવામાં એકાએક ખલાસીઓએ અવાજની તીણી ચિચિયારી સાંભળી! આ તો પંખીઓનો અવાજ! અને એટલામાં ફડફડ પાંખો ફફડાવતું પંખીઓનું નાનું ટોળું વહાણની પાસેથી ઊડતું ઊડતું ચાલ્યું ગયું. બધા એકસામટા બોલી પડ્યા, "પંખી, પંખી!" કોલંબસ બોલ્યો, "નક્કી, હવે આટલામાં જ ક્યાંક જમીન હોવી જોઈએ. સવાર પડવા દો." આશામાં ને આશામાં આખી રાત ખલાસીઓ ઊંઘ્યા નહિ. તેમણે દૂર દૂર નજર નાખી જમીન જોવાનો પ્રયત્ન કર્યા કર્યો.

સવાર પડી. પાણી પર અજવાળું પથરાયું. એક ખલાસી એકાએક બોલી પડ્યો, "ડાળી! ડાળી! ઝાડની ડાળી!" બધાની ખાતરી થઈ કે થોડે દૂર જમીન હોવી જ જોઈએ. પણ આમ ને આમ બે દિવસ વીતી ગયા. વળી આશા ડગવા લાગી. રાતનો વખત હતો. કોલંબસની નજર ચોમેર ફરતી હતી. તેણે દૂર કંઈ દીવા જેવું જોયું. તેના આનંદનો પાર રહ્યો નહિ. તે બોલ્યો, "દોસ્તો, સવાર પડવા દો. હું જરૂર જમીન બતાવીશ." સવાર થયું એટલે બધાએ જોયું તો સામે જમીન દેખાય. તેઓ આનંદથી નાચી ઊઠ્યા અને બોલ્યા, "જમીન, જમીન!"

કોલંબસે વહાણોને કિનારે ઊભાં રાખ્યાં, અને બધાને સાવચેતીથી ઊતરવાનું અને હથિયારોને કપડાં નીચે છુપાવવાનું કહ્યું. કિનારા પર ઊતરીને તેમણે સૌથી પહેલાં લાકડાની એક કાઠી પર સ્પેનનો વાવટો ફરકાવ્યો. આ ટાપુ જેની પર કોલંબસ પહેલ-વહેલો ઊતર્યો તે અમેરિકાની પાસેનો ટાપુ હતો, પણ કોલંબસે તો માન્યું કે તેઓ ચીન દેશની પાસેના કોઈ ટાપુ પર ઊતર્યા હતા.

ત્યારપછી કોલંબસ અને તેના સંગાથી ત્રણ મહિના સુધી આજુબાજુના ટાપુઓમાં ખૂબ ફર્યા. તેમણે ત્યાંનાં જાતજાતનાં પંખીઓ અને વિચિત્ર લાગતાં માણસોને જોયાં. કેટકેટલી નવાઈની વસ્તુઓ પણ દીઠી. રોજ રાતે બધા ભેગા મળે અને સફરની વાતો કરે.

જેમ જેમ ટાપુઓ જોયા તેમ તેમ કોલંબસને શંકા પડવા લાગી કે આ દેશ નથી ચીન કે નથી હિંદ. નક્કી એ દેશની પાસેના બીજા ટાપુ હોવા જોઈએ. આથી એણે એ ટાપુનું નામ 'વેસ્ટ ઇંડિઝ' પાડ્યું, અને ત્યાંના લોકોને 'રાતા ઇંડિયન' કહ્યા. કોલંબસ તો એમ જ માનતો હતો કે બધા હિંદની પાસે જ ક્યાંક ઊતર્યા હતા.

ટાપુઓની માહિતી ભેગી કરી એટલે સ્પેન જઈ તે રાજાને



ફરી પાછા સ્પેનને કિનારે!

કહેવાની ઇચ્છા થઈ. થોડા ખલાસી ત્યાં જ રહ્યા અને થોડા વળી વહાણમાં બેઠા. સાથે પોપટો, વિચિત્ર પંખીઓ, સોનું, રૂપું, ત્યાંના હથિયારો અને થોડા રાતા ઇંડિયન સાથે લીધા. દરિયાનાં તોફાનોને વટાવતાં વટાવતાં તેઓ ફરી સ્પેનને કિનારે આવી ઊભા.

કોલંબસની આવવાની ખબર દેશમાં ફરી વળી. લોકોનાં ટોળેટોળાં વળી તેને માન આપવા ભેગાં થયાં. વહાણમાંથી ઊતરતાં રાતા ઇંડિયનોને બધાં આશ્ચર્યથી જોઈ રહ્યાં. જ્યાં કોલંબસે નીચે પગ મૂકયો કે લોકોએ આનંદની ગર્જના કરી : ‘ કોલંબસની જય!’ ‘ કોલંબસની જય ! ’ એવા અવાજોથી કિનારો ગાજી ઉઠ્યો.

આ પછી કોલંબસે બીજી અને ત્રીજી એમ બે સફરો ખેડી. દક્ષિણ અમેરિકાની ઓરિનોકો નદીનું મૂળ પણ તેણે જોયું. આમ અત્યારનો જે અમેરિકા ખંડ છે તે ખંડની દિશા બતાવવાનું અને તેની શોધખોળ માટેનું પહેલું માન કોલંબસને ઘટે છે. પણ કોલંબસ તો મરી ગયો ત્યાં સુધી એમ જ માનતો કે મેં તો હિંદ દેશને શોધ્યો છે. સાચી રીતે તો તે અમેરિકા ખંડની દિશામાં શોધખોળ કરતો ગયો હતો.

ધન્ય છે, આવું સાહસ ખેડનાર કોલંબસને !

## — સ્વાધ્યાય —

૧. કોલંબસને સૌથી પ્રિય ચીજ કઈ હતી ? એને શાનાં સ્વપ્નાં આવ્યાં કરતાં?
૨. હિંદ અને ચીન જવાની ઇચ્છા કોલંબસના હૈયામાં શી રીતે પ્રગટ થઈ?
૩. દરિયાને પેલે પાર બીજો દેશ આવેલો છે એવી ખાતરી કોલંબસને શી રીતે થઈ?
૪. કોલંબસને દરિયો ખેડવા માટેની મદદ ક્યાંથી મળી ? પાલોસ બંદરે લોકો શા માટે ભેગા થયા હતા ? એ વખતના દૃશ્યનું વર્ણન કરો.

૫. સફરમાં ખલાસીઓ ક્યારે ગભરાવા લાગ્યા? શા માટે ગભરાવા લાગ્યા?
૬. ખલાસીઓને સૌથી પહેલાં કયા બનાવથી જમીનની આશા બંધાઈ? ત્યારપછી ક્યા પ્રસંગે એ આશા ફરી જન્મી?
૭. કોલંબસને જમીનની આશા ક્યારે આવી? કિનારે ઊતરી સૌથી પહેલાં ખલાસીઓએ શું કર્યું?
૮. કોલંબસે શોધેલા ટાપુના લોકોનું નામ શું? એવું નામ કેમ પાડ્યું?
૯. કોલંબસે કયા ખંડની પાસેના ટાપુઓ શોધ્યા હતા? તે શું માનતો હતો? એમ કેમ માનતો હતો?



## ઇલિયાસ

એશિયા ખંડની પશ્ચિમ સરહદ પર યુરલ નામનો એક મોટો પર્વત આવેલો છે. એ પર્વતની તળેટીમાં ઊફાના રાજ્યમાં ઇલિયાસ નામે એક ગરીબ માણસ રહેતો હતો. તેના પિતા એને વારસામાં કાંઈ ધનદોલત આપી ગયા નહોતા. એના પિતા મરણ પામ્યા તે વખતે ઇલિયાસ પાસે ફક્ત સાત ઘોડી, બે ગાયો અને વીસ ઘેટાં હતાં. ઇલિયાસ તથા એની સ્ત્રી ઘણાં જ મહેનતુ હતાં. તેઓ રોજ સવારે વહેલાં ઊઠતાં અને રાત પડતાં સુધી ખૂબ મહેનતમજૂરી કરતાં. ઈશ્વર પ્રામાણિક કામની કદર કરે જ છે. વર્ષો જતાં ગયાં તેમ તેમ ઇલિયાસ પૈસાદાર બનતો ગયો, અને પાંત્રીસ વર્ષની સતત મહેનત પછી તો એ ગામનો સૌથી પૈસાદાર માણસ બન્યો. હવે તેની પાસે બસો ઘોડી, દોઢસો ગાયો અને બારસો ઘેટાં હતાં. ઇલિયાસને ત્યાં નોકરચાકરનો પાર નહિ. તેઓ ઢોરોને ચરાવવા લઈ જતા અને ઘોડીઓ તથા ગાયોને દોહતા. દૂધમાંથી તેઓ દહીં, માખણ, ઘી અને પનીર બનાવતા. આમ ઇલિયાસને

ત્યાં કોઈ વાતની ખોટ નહોતી. આખા ગામમાં તે સુખીમાં સુખી માણુસ ગણાતો અને ગામના લોકો તેની અદેખાઈ કરતા. ઘણા લોકો તો વાંકું બોલી કહેતા, 'ઇલિયાસને હવે શાની ખોટ? જોઈએ તેવી દરેક ચીજ એની પાસે છે. તેણે હવે મરવું પણ શા માટે જોઈએ?'

ગામના સારા માણુસો ઇલિયાસની ભાઈબંધી કરતા. દૂર-દૂરના દેશોથી ઇલિયાસને ત્યાં પરોણા પણ આવતા. તે બધાનું ઇલિયાસ હસતે મોંએ ઉમળકાથી સ્વાગત કરતો. તેમને પોતાને ઘેર રાખતો અને તેમની સારી પરોણાચાકરી કરતો. કોઈ પણ માણુસ ઇલિયાસને ઘેર આવે તો તે ઘોડીનું સ્વાદિષ્ટ દૂધ, ચા અને શરબત ચાખ્યા વિના જઈ શકે કે? પોતાના મહેમાનોની સાથે મિત્રોને પણ એ વારંવાર જીભે સ્વાદ રહી જાય એવું સારું સારું જમાડતો. વળી ઇલિયાસ બહુ ઉદાર દિલનો માણુસ હતો. જે કોઈ માણુસ મદદ લેવા ઇલિયાસને આંગણે જતો તે ખાલી હાથે પાછો ફરતો નહિ.

ઇલિયાસને ત્રણ સંતાનો હતાં: એક દીકરી અને બે દીકરા. ઇલિયાસે તે બધાંનાં ધામધૂમથી લગ્ન કર્યાં હતાં. ઇલિયાસ ગરીબ હતો ત્યારે એના પુત્રોએ તથા પુત્રીએ ઘરના કામકાજમાં ખૂબ મહેનત કરી હતી. પરંતુ જેવો એ પૈસાદાર બન્યો કે તેમનો સ્વભાવ બદલાઈ ગયો. બંને પુત્રોને દારૂ પીવાની બૂરી લત લાગી. તેઓ ગામમાં ખરાબ માણુસોની સોબતમાં ફરવા લાગ્યા અને પોતાનાં પિતાનું કહ્યું તો માને જ શાના! એક વખત જીવલેણ મારામારીમાં તેના મોટા પુત્રનું મરણ થયું, એથી ઇલિયાસને તથા તેની સ્ત્રી શામ-શેમાગીને ઘણું જ દુઃખ થયું. આ દુઃખ પૂરું ન થયું ત્યાં તો તેમના નાના પુત્રની ઘણી જ કજિયાખોર વહુએ લડીવઢીને પોતાનું

જુદું ઘર કર્યું. ભલો બિચારો ઇલિયાસ! તેણે તો પુત્રને પૈસા-ટકા વગેરે ઘણું આપીને રાજી કર્યો. પરંતુ આમ કરવાથી તેની પોતાની મૂડી ઓછી થઈ ગઈ. થોડાં વર્ષો બાદ એનો પુત્ર એ ગામ છોડીને બીજે ગામ જતો રહ્યો. જાણે દુઃખના ડુંગર ઊગવા લાગ્યા!

થોડા વખત પછી ગામમાં પ્લેગ શરૂ થયો. ઇલિયાસનાં ઘણાં ઘેટાં પ્લેગમાં મરી ગયાં. તે જ વર્ષે વરસાદ પણ વરસ્યો નહિ એટલે દુકાળ પડ્યો. ઘાસ પાકયું નહિ અને પાણીની તો અછત હતી એટલે ઘાસચારા વગર ઇલિયાસનાં ઢોર એક પછી એક મરવા લાગ્યાં. એની છેલ્લી ગાય તરફડીને મરી ગઈ ત્યારે ઇલિયાસ એવું તો રડ્યો કે એના દુશ્મનો પણ એ જોઈ શકયા નહિ. આ જ અરસામાં તેની વહાલી દીકરી પણ મરણ પામી. ઇલિયાસ પાસે જે કંઈ હતું તે બધું ખલાસ થઈ ગયું. પોતાના જીવનનિર્વાહ માટે તેણે પોતાના ઘરની ચીજો પણ ધીમેધીમે વેચી નાખી. હવે ઇલિયાસ અને તેની સ્ત્રી પાસે શરીર પણ પહેરેલાં કપડાં સિવાય બીજું કાંઈ નહોતું. ગરીબને ઝટઝટ મદદ પણ કોણ કરે? એક વખત જે ઘર પુત્રો, પુત્રી, વહુ, ગાયો, ભેંસો, ઘેટાં, ઘોડી, નોકરો અને ચાકરોથી ગાજતું હતું તે સૂનું થઈ ગયું. એક વખત ગામનો સુખી અને પૈસાદાર ગણાતો માણસ આજે આવી કંગાળ સ્થિતિમાં આવી પડ્યો! કુટુંબકબીલાવાળો માણસ એકલવાયો બની ગયો!

ઇલિયાસની બાજુમાં મહમદશાહ નામે એક ગૃહસ્થ રહેતો હતો. તેને ઇલિયાસની ગરીબાઈ પર દયા આવી અને તેણે કહ્યું, ‘ઇલિયાસ, તું અને તારી સ્ત્રી મારે ઘેર આવીને રહો. તમારાથી જે કાંઈ કામ થાય તે કરજો. તું મારા બગીચામાં કામ કરજે અને તારી સ્ત્રી મારી ઘોડીઓ દોહવાનું કામ કરશે. હું તમને ખાવાનું

આપીશ, કપડાં આપીશ અને તમારી બધી જરૂરિયાતો પૂરી પાડીશ.'

ઇલિયાસ તથા શામ–શેમાગી મહુમદશાહુને ત્યાં રહેવા ગયાં. તેઓ પોતાનાથી બનતું કામ કાળજીપૂર્વક અને ખંતથી કરવા લાગ્યાં. પોતાના શેઠને કેમ ફાયદો થાય એવી સંભાળથી તેઓ પોતાની ફરજ બજાવતાં મહુમદશાહુને થોડા વખતમાં ઘણો જ ફાયદો થયો. પોતાને ઘેર એક વખત સંખ્યાબંધ નોકરચાકરો પાસેથી કામ લેનાર માણસોની આ દયાજનક સ્થિતિ જોઈ મહુમદ-શાહુને ઘણી વાર ખૂબ લાગી આવતું. મહુમદશાહુ ઇલિયાસ તથા શામ–શેમાગીને ખૂબ માન આપતો અને તેમને બધી રીતે સુખી કરવા પ્રયત્ન કરતો.

એક વખત મહુમદશાહુને ત્યાં ઘણે દૂરથી એક મહેમાન આવ્યા. મહેમાનને માટે ઉત્તમ ખાણું બનાવવા તેણે આજ્ઞા કરી. જ્યારે તેઓ ભોજન કરતા હતા ત્યારે બહારની બાજુએથી ઇલિયાસ પસાર થયો. તેને જોઈને મહુમદશાહે પોતાના મહેમાનને કહ્યું, 'બહાર પેલો બુઢ્ઢો માણસ ગયો તેને તમે જોયો?'

'હા, મેં તેને જોયો. કેમ, કંઈ જાણવા જેવો માણસ છે?'

'હા જી. એ માણસ એક વખત અમારા ગામનો સૌથી સુખી અને પૈસાદાર માણસ હતો. ગામમાં તે દેવની માફક પૂજાતો. આજે તેની આ સ્થિતિ છે. તમે કદાચ તેનું નામ પણ સાંભળ્યું હશે — ઇલિયાસ.'

'ઇલિયાસ! એ નામ મેં ઘણી વાર સાંભળેલું, પણ એ માણસને જોવાની તક નહોતી મળી. એની ખ્યાતિ તો દૂરદૂરના દેશોમાં પણ પ્રસરેલી છે.'

‘આજે એ તદ્દન ગરીબ છે. એની પાસે કાંઈ જ રહ્યું નથી. એ તથા એની સ્ત્રી મારે ત્યાં રહીને મજૂરી કરે છે.’

‘શી નસીબની બલિહારી! કોઈને ચઢાવે તો કોઈને પાડે! એ ડોસા માણસને ખૂબ દુઃખ થતું હશે, નહિ વારુ?’

‘એ વાત કેમ ખબર પડે? આમ તો લાગતું નથી. આપણે એને તથા એની સ્ત્રીને બોલાવીને પૂછીએ.’

મહમદશાહે ઇલિયાસને તથા શામ–શેમાગીને બોલાવી મંગાવ્યાં. તેમણે અંદર દાખલ થઈને મહેમાનને નીચા વળીને સલામ કરી. પેલા મહેમાને કહ્યું, ‘ચાચા! આવો. અહીં બેસો. તમને જોઈને ઘણો આનંદ થયો.’

મહમદશાહે ઇલિયાસને દૂધનું એક પ્યાલું પીવા માટે આપ્યું. ઇલિયાસે થોડું દૂધ પીધું અને પ્યાલું નીચે મૂક્યું. તેની સ્ત્રી પાછળના ભાગમાં મહમદશાહની સ્ત્રી પાસે જઈને બેઠી.

પેલા મહેમાને ઇલિયાસને કહ્યું, ‘ચાચા, પહેલાં તો તમે પૈસાદાર અને સુખી હતા અને હમણાં તમારે મજૂરી કરવી પડે છે. સાચે જ, અમને જોઈને તમારું પહેલાંનું જીવન યાદ આવતું હશે.’

ઇલિયાસે તરત જ જવાબ આપ્યો, ‘સાહેબ, મારાં સુખદુઃખ વિશે જો હું કાંઈ તમને કહું તો તમે સાચું નહિ માનો. તેથી તમે મારી સ્ત્રીને બોલાવીને પૂછો, કારણ કે સ્ત્રીને તો જેવું હૈયે તેવું હોઠે.’

મહમદશાહે શામ–શેમાગીને બહાર બોલાવી. પેલા મહેમાને તેને કહ્યું, ‘ચાચી, તમને તમારા આગલા જીવનમાં અને હાલના જીવનમાં શો ફેર લાગે છે?’

શામ–શેમાગી હાથ જોડીને બોલી, ‘ સાહેબ, મેં તથા મારા પતિએ પચાસ પચાસ વર્ષો સુધી સુખ શોધી કાઢવાના ફોગટ



પ્રયત્ન કર્યા. જે સુખ અમને એ વર્ષો દરમિયાન ન મળ્યું તે સુખ અમને આ બે વર્ષમાં મળ્યું. અમે મજૂર તરીકે કામ કરીએ છીએ અને અમે ઘણાં જ સુખી છીએ. ’

આ જવાબ સાંભળી મહેમાન તથા મહમદશાહ આશ્ચર્ય પામ્યા. તેમને જોઈને શામ–શેમાગીએ ફરીથી કહ્યું, ‘ સાહેબ, જ્યાં સુધી અમે પૈસાદાર હતાં ત્યાં સુધી અમને એક કલાકનો આરામ મળ્યો નહોતો. અમે પતિપત્નીએ સાથે બેસીને અડધો કલાક વાતચીત પણ કરી નહોતી. અમને ખૂબ ચિંતા રહેતી. અમારે ત્યાં ઘણા મહેમાનો આવતા. તેમની આગતાસ્વાગતામાં અમે રચ્યાં-પચ્યાં રહેતાં. તેમની પરોણાચાકરીમાં કાંઈ ખામી રહી જાય તો

અમને ખરાબ લાગે એની અમને હુંમેશ ચિંતા રહેતી. ઢોરઢાંકરની અમારે કાળજી રાખવાની હતી. રાતે વરુ આવીને ઘેટાંને ઊંચકી ન જાય તેની અમારે સંભાળ રાખવી પડતી. ઘણી વાર તો રાતે ઊઠીને અમારે વાડામાં ફેરા મારવા પડતા. રાતે અમે શાંતિથી ઊંઘી શકતાં પણ નહિ. તે ઉપરાંત અમે ધણીધણિયાણી વચ્ચે સંપ રહેતો નહિ. અમારી વચ્ચે ઘણી વાર તકરાર થતી. અમારા બંનેમાં મતભેદ પડતો અને અમે લડી પડતાં. આ બધું પાપ જ કહેવાય ને ? આ પ્રમાણે ફિકર અને ચિંતામાં અમે દિવસો ગાળ્યા. અમારી પાસે ધન હતું, ઢોર હતાં, આબરૂ હતી — બધું હતું, પણ ફક્ત સુખશાંતિ નહોતાં.'

પેલા મહેમાને પૂછ્યું, 'અને હમણાં ?'

શામ-શેમાગીએ કહ્યું, 'હમણાં હું તથા મારા પતિ સવારે વહેલાં સાથે ઊઠીએ છીએ અને સાથે કામ કરીએ છીએ. અમારે કોઈ પણ બાબતમાં મતભેદ પડતો નથી, એટલે અમારે તકરાર પણ થતી નથી. પૈસાનો ઢગ હોય તો તકરાર થાય ને ? અમે ખરા અંતઃકરણથી અમારા શેઠને નફો મળે એવી રીતે કામ કરીએ છીએ. જ્યારે અમે કામ પરથી આવીએ છીએ ત્યારે જમવાનું તૈયાર હોય છે. અમને પૂરતું ભોજન તથા જોઈતાં પહેરવાનાં કપડાં મળે છે. પછી અમારે શું જોઈએ ? અમારો બાકીનો વખત અમે ખુદાની બંદગીમાં ગાળીએ છીએ. અમારી પાસે પૈસા હતા ત્યારે અમને ખુદાની બંદગી કરવાનો વખત પણ મળતો નહોતો. હવે તમે જ કહો કે અમે સુખી છીએ કે નહિ ?'

મહેમાન તથા મહમદશાહ હસવા લાગ્યા. ઇલિયાસે કહ્યું, 'ભાઈઓ, હસો નહિ. આ મશ્કરી નથી, પણ મનુષ્યજીવનની સાચી હકીકત છે. આજે અમે કામ કરીએ છીએ. સંપ અને

આનંદથી રહીએ છીએ અને ખુદાની બંદગી કરવાનું ચૂકતાં નથી. જ્યારે અમે પૈસા ગુમાવ્યા ત્યારે હું તથા મારી સ્ત્રી પોકેપોક મૂકીને રડ્યાં હતાં, પણ હવે ખુદાએ અમને સુખી થવાનો સાચો માર્ગ બતાવ્યો છે. હવે એ માર્ગ અમે તમને પણ બતાવીએ છીએ અને તે પણ તમારા કલ્યાણ માટે છે.'

આ સાંભળીને મહમદશાહ અને તેના મહેમાન ઇલિયાસ અને શામ–શેમાગી બેઉના તરફ એકીટશે જોઈ રહ્યા.

[ મૂળ લેખક ] ટૉલ્સટૉય

## — સ્વાધ્યાય —

૧. ઇલિયાસ શી રીતે પૈસાદાર બન્યો ? પોતાના ભાઈબંધો અને મહેમાનો માટે એ શું શું કરતો ?

૨. ઇલિયાસના ઘરમાં પૈસા આવવાથી સૌથી પહેલું કોણ બગડ્યું ? એમનામાં કયા કયા દુર્ગુણો આવ્યા ?

૩. ઇલિયાસનું ભરેલું ઘર ધીમેધીમે ખાલી થઈ ગયું. એ શી રીતે બન્યું તેનું વર્ણન કરો.

૪. દુ:ખી અને ગરીબ ઇલિયાસને પેટ ભરવા કયાં જવું પડ્યું ? ત્યાં ઇલિયાસ અને તેની સ્ત્રી કેવી રીતે રહેવા લાગ્યાં ? ત્યાં તેઓ સુખી થયાં કે દુ:ખી ?

૫. મહમદશાહે પોતાના મહેમાનને શું કહ્યું ? મહેમાનને ઇલિયાસની વાત સાંભળી કેવી લાગણી થઈ ? ઇલિયાસ અને તેની પત્નીને શા માટે બોલાવવામાં આવ્યાં ?

૬. મહેમાને ઇલિયાસને શું કહ્યું ? ઇલિયાસે પોતાની કથા કેમ ન કહી ?

૭. ઇલિયાસની પત્નીએ પોતાનો પતિ અને પોતે પહેલાં કેવાં દુ:ખી હતાં તે બતાવવા જે હકીકત કહી તેનું વર્ણન કરો.

૮. મહમદશાહને ત્યાં બંને જણ કેવું સુખી જીવન ગાળતાં હતાં તે બતાવવા જે વાત કહી તેનું વર્ણન કરો.

૯. કઈ વસ્તુ માણસને ચિંતામાં નાખે છે ? માણસને સુખી થવાનો સાચો માર્ગ કયો ?



## ભક્ત ધ્રુવ

### પ્રવેશ : ૧

[ સ્થળ : અત્રિ ઋષિનો આશ્રમ ]

[ અત્રિ ઋષિ ઊભા છે. ધ્રુવ દોડતો આવે છે. ]

ધ્રુવ—દાદા, દાદા, મારી માતા ક્યાં ગઈ ?

અત્રિ—બેટા, શું થયું છે ? કેમ હાંફળોફાંફળો દોડી રહ્યો છે ? તારી માતા તો નદીએ પાણી લેવા ગઈ છે.

ધ્રુવ—દાદા, માતાની વાત સાચી છે. રાજમહેલનો એક માણસ અહીંથી જતો હતો. તેણે પણ મને એ જ વાત કહી. મા કદી જૂઠું બોલે કે ?

અત્રિ—પણ છે શું ? કઈ વાત સાચી છે ?

ધ્રુવ—થોડા દિવસો પર એક બાળકે મને પૂછ્યું, ધ્રુવ, તારે પિતા નથી ? મેં કહ્યું, કેમ નહિ ? મારા દાદા છે ને.

અત્રિ—પછી ?

ધ્રુવ—પછી શું ? તે બાળકે તો કહ્યું, દાદા તે દાદા. એ કંઈ પિતા કહેવાય ? તારા પિતા તને ક્યાં જોવા આવે છે ? દાદા, આ સાંભળી હું કેટલું યે રડ્યો ! માની પાસે જઈને તેની ગોદમાં

સમાયો. તેની છાતી ભીંજવી નાખી ત્યારે તે બોલી, "ધ્રુવ, તારા પિતા તો રાજાધિરાજ છે. તેમનું નામ ઉત્તાનપાદ." અહાહા! એ સાંભળી મને કેટલો આનંદ થયો!

**અત્રિ**—(જરા દૂર ખસી મનમાં) આ ઠીક ન થયું. સુનીતિને મેં કેટલી યે વાર ના કહી હતી કે તું ધ્રુવને રાજાની વાત કહીશ નહિ. ધ્રુવ જાણશે કે એની માને રાજાએ કાઢી મૂકી છે ત્યારે કેટલો ઉત્પાત મચી જશે. ધ્રુવને શી શી ઇચ્છાઓ થશે! પ્રભુ, હવે તો તું કરે તે ખરું!

**ધ્રુવ**—દાદા, મનમાં ને મનમાં શો વિચાર કરો છો?

**અત્રિ**—બેટા, તારા પિતાની વાત વિચારું છું. હવે તું તારા દાદાનો ખોળો છોડી જતો રહેશે ને?

**ધ્રુવ**—(અત્રિનો હાથ પકડી) દાદા, તમને છોડીને ક્યાં જઈશ? તમારા ખોળામાં તો ઊછર્યો છું. કેવું કેવું લાલનપાલન તમારા હાથે પામ્યો છું. તમારો ખોળો છોડી ક્યાં જઈશ?

**અત્રિ**—જીવતો રહે બેટા, પણ તું તારી માતાને કેમ શોધતો હતો?

**ધ્રુવ**—માને હવે પૂછવું છે કે મારા પિતા અહીં કેમ આવતા નથી?

**અત્રિ**—રાજા લોકોને તો ખૂબ કામ હોય છે. તેમને વખત ક્યાંથી મળે?

[ થોડા મુનિબાળકો અને ઋષિબાળકો આવે છે. ]

**અત્રિ**—આવો, બાળકો, આવો. કેમ ધ્રુવને શોધતા આવ્યા છો ને? લો, હવે તમે સૌ ગમ્મત કરો. હું જાઉં છું.

[ અત્રિ જાય છે. ]

મુનિબાળક—કેમ ભાઈ ધ્રુવ, તારા પિતાની વાતનું શું થયું?

ધ્રુવ—પિતા! મારા પિતા તો રાજાધિરાજ છે. મેં માને પૂછ્યું અને એણે કહ્યું કે ધ્રુવ, તારા પિતા તો રાજાધિરાજ છે.

મુ. બા.—(નવાઈથી) રાજાધિરાજ! હેં! રાજાધિરાજ!

ધ્રુવ—ભાઈ, મારી મા કદી જૂઠું બોલતી નથી.

મુ. બા.—તો કહેને તારા પિતાનું નામ શું?

ધ્રુવ—મહારાજા ઉત્તાનપાદ.

મુ. બા.—ઉત્તાનપાદ? તો તું રાજમહેલ છોડી અહીં વનમાં શા માટે રહે છે?

ધ્રુવ—માતાને આનું કારણ પણ પૂછ્યું હતું. મારી વાત સાંભળી એ તો રડવા લાગી. કેમે કરી બોલે જ નહિ. એ આંસુઓ જોઈ હું પણ દુઃખ પામ્યો. ફરીથી પૂછ્યું નહિ.

ઋ. બા.—ધ્રુવ, તું તો હવે રાજાનો પુત્ર. તો ચાલને એક વાર આપણે રાજમહેલ જોઈ આવીએ. મેં જોયો જ નથી.

ધ્રુવ—માને પૂછ્યા વિના કેમ જવાય?

ઋ. બા.—અરે ચાલો. પેલે દિવસે નદીમાં તરવા ગયા ત્યારે ક્યાં તારી માને પૂછ્યું હતું. આવીને વાત કરી ત્યારે મા એક પણ શબ્દ બોલ્યાં હતાં કે? અને રાજમહેલ ક્યાં દૂર હશે? હમણાં આવી રહીશું.

ધ્રુવ—(દૂર જઈ મનમાં) મનમાં તો મને યે થયા કરે છે કે પિતાજીનાં દર્શન કરું. માતા નદીએ ગઈ છે. આવતાં વાર થશે. એટલામાં તો આવી રહીશું. (બાળકોને પ્રગટ) ચાલો, રાજમહેલ જોઈ આવીએ. રાજા કંઈ પ્રસાદી તો આપશે ને?

મુ. બા.—કેમ નહિ? અત્રિદાદા તો કહે છે ને કે રાજા તો બધાનો આશરો. એને આશરે કોઈ દુઃખી થાય? ભાઈ, એની સત્તાની તો વાત જ નહિ. ધારે તે કરી શકે.

[ બાળકો જાય છે. પડદો પડે છે. ]

## પ્રવેશ : ૨

[ રાજમહેલની આગળ દ્વારપાળ પહેરો ભરી રહ્યો બાળકો રાજમહેલ પાસે આવીને ઊભા છે. ]

મુ. બા.—આ મકાન તો જુઓ. કેવડું મોટું! એ શું હશે?

ધ્રુવ—એ જ રાજમહેલ હશે. મા કહેતી હતી કે રાજાનું મકાન તો સૌથી મોટું હોય. એની ટોચે વાદળાં અડીને ચાલ્યાં જાય!

મુ. બા.—(દ્વારપાળને) આ રાજમહેલ છે? રાજા અહીં રહે છે?

દ્વારપાળ—હા, હા, આ જ રાજમહેલ. તમે ક્યાંથી આવો છો? શું જંગલમાંથી આવો છો? વાહ! રાજમહેલ પણ જોયો નથી?

ધ્રુવ—અમે અત્રિઋષિના આશ્રમમાં રહીએ છીએ. અમે ઝાડને ઓળખીએ. પશુ અને પંખીને ઓળખીએ. મુનિઓની નાની નાની પવિત્ર કુટીરોને જાણીએ. અમને ક્યાંથી ખ્યાલ કે રાજમહેલ કેવો હોય? ચાલો, અંદર જઈએ.

દ્વારપાળ—થોભો, રાજાની રજા વિના અંદર ન જવાય.

મુ. બા.—રાજાની રજા અમે લઈ લઈશું. તું ચિંતા ન કર. અમને અંદર તો જવા દે. અંદર જઈ અમારે મહેલ જોવો છે.

દ્વારપાળ—એમ ન જવાય. રજા પહેલાં લેવી જોઈએ.

ધ્રુવ—અંદર તો જવા દેતો નથી. પછી ક્યાંથી રજા લેવાય? તું શું કહે છે તે જ સમજાતું નથી.

[આ વખતે એકાએક રાજા જાતે બહાર આવે છે. દ્વારપાળ લળીલળીને નમન કરે છે. બાળકો નમસ્કાર કરે છે. રાજા પણ તેમનું સન્માન કરે છે ]

**રાજા**—કેમ શું છે, દ્વારપાળ ?

**દ્વારપાળ**—આ બાળકો આપણી રીતભાત સમજતા નથી. કહે છે કે અમે અંદર જઈને મહારાજની રજા લઈએ અને મહેલમાં ફરીએ. વગર રજાએ મહેલમાં જવું છે અને પછી રજા લેવી છે. આ તે કેવી વાત !

**રાજા**—(હસતાં) આવો, બાળકો, આવો! ઋષિમુનિના બાળકોનાં પગલાં આ મહેલમાં કયાંથી? મારો મહેલ પાવન થયો. આજે આ ઋષિમુનિના કુમારોને જોઈ આનંદ થાય છે.

**મુ. બા.**—અમે બે ઋષિમુનિના કુમારો છીએ.

(ધ્રુવને બતાવી) આ તો રાજાનો કુમાર છે.

**રાજા**—તમે શું કહો છો ? એણે કપડાં તો ઋષિના બાળક જેવાં પહેર્યાં છે. એ રાજકુમાર કયાંથી ?

**ધ્રુવ**—સાચી વાત છે, પિતાજી.

**રાજા**—પિતાજી ! હું તારો પિતાજી ?

**ધ્રુવ**—પિતાજી, મારું નામ ધ્રુવ. હું અત્રિઋષિના ખોળામાં ઊછર્યો છું. મારી માતાનું નામ સુનીતિ.

**રાજા**—તું સુનીતિનો પુત્ર ! આવ, બેટા, આવ. આજ કેટલે વર્ષે જોયો ! બેટા, આજે હૈયું આનંદથી ઊભરાઈ જાય છે. બેટા, તું મારી પાસે આવ. મારા સિંહાસનનો અધિકારી તું છે.

[ અમાત્યજી આવે છે, છેલ્લા શબ્દો સાંભળે છે. ]

**અમાત્ય**—મહારાજા, સિંહાસનનો અધિકારી કોણ છે? રાજાધિરાજ, આ કોણ છે?

રાજા—આ ધ્રુવ, સુનીતિનો પુત્ર. મારી ભાવિની આશા.

અમાત્ય—મહારાજા, સુનીતિ તો દેવીનો અવતાર છે. પણ મહારાણી સુરુચિને ખબર પડશે તો આપને જંપવા નહિ દે. મહેલમાં દુ:ખનો પાર નહિ રહે. આપે તો સુરુચિને વચન આપ્યું છે કે એમનો પુત્ર ઉત્તમ ગાદીએ બેસશે.

રાજા—અમાત્યજી, આ ધ્રુવને તો જુઓ. જુઓ, એનું મુખ કેવું તેજસ્વી છે! એના મોં પર રાજાનું નૂર ઝગી રહ્યું છે.

અમાત્ય—રાજાજી, આ પ્રેમ રાજમહેલમાં દુ:ખોની ઝડી વરસાવશે. મહારાણીશ્રી આ નહિ સાંખે.

ધ્રુવ—પિતાજી, મારી માતા કહેતી હતી કે રાજમહેલમાં કેવળ અપમાન અને દુ:ખ સિવાય બીજું કશું યે હોતું નથી. ત્યાં માણસનું હૈયું ગૂંગળાય છે. સાચે જ આજે એનો અનુભવ થાય છે.

[ એક નોકર આવે છે. રાજાને નમન કરે છે. ]

નોકર—મહારાજા, રાણીશ્રી અહીં આવી રહ્યાં છે.

[રાજા ઝડપથી અંદર જાય છે. રાણી ક્રોધમાં અંદરથી બોલતી સંભળાય છે. ]

રાણી—તમને હજાર વાર કહ્યું કે એ નામ પડતું મેલો. પણ તમે તો હાલતાં ને ચાલતાં ધ્રુવ, ધ્રુવ ને ધ્રુવ કર્યા કરો છો. ધ્રુવ સિંહાસનનો અધિકારી! વાહ! વાહ! હું જોઉં છું કે મારા પુત્ર સિવાય કોણ માથે તાજ મૂકી શકે છે? એ ધ્રુવને કહો કે જંગલમાં પશુઓ પર રાજ કરે. મારા દીકરાનું નામ લીધું તો જોવા જેવું થશે.

[ રાણી ચાલી જાય છે. રાજા બહાર આવે છે. ]

રાજા—અમાત્યજી, કોઈ આપણી થતી વાતચીત સાંભળી ગયું. રાણીને કાને એ વાત પહોંચી ગઈ! હવે શું થશે?

ધ્રુવ—પિતાજી, મેં બધું યે સાંભળ્યું છે. તમે ગભરાઓ નહિ. હું મારા મિત્રો સાથે અહીંથી ચાલ્યો જઈશ. અમે માત્ર મહેલ જોવા આવ્યા હતા. મારી ઈચ્છા તમારાં દર્શન કરવાની હતી: રાજાનાં સિંહાસન પર બેસવાની નહિ. મારા દાદાના ખોળા જેવું બીજું સિંહાસન દુનિયામાં ક્યાં છે?



સુરુચિ અને ઉત્તાનપદ

[ ધ્રુવ અને તેના મિત્રો જતા રહે છે. ]

રાજા—કેવો સ્વમાની બાળક! અમાત્યજી, મેં મારા કયા કમનસીબે આ બાળકને અને એની માતાને છોડી દીધાં તે સમજાતું નથી. એ મારું મોટું પાપ છે. પ્રભુ, હવે તો તું કંઈ માર્ગ બતાવ.

[ ઉત્તમ પ્રવેશ કરે છે. એ સુરુચિનો પુત્ર છે. એ જ રાજાની ગાદીએ રાજા પછી આવનાર છે. ]

રાજા—કોણ ઉત્તમ? આવ બેટા આવ. તારી માતા ક્યાં ગઈ? તું ક્યાં હતો?

ઉત્તમ—પિતાજી, માતા તો ક્રોધે ભરાઈ છે. એમ કેમ થયું?

એ ઉપર જતી હતી ત્યાં હું સામે મળ્યો. મને કહ્યું, ઉત્તમ, તું અંદર ચાલ. મેં કહ્યું, મા, હું તો પિતાજી પાસે આવેલા મુનિબાળકોને જોવા જઈશ. માતા રીસમાં ને રીસમાં પાછી ફરી ગઈ. પિતાજી, એ ધ્રુવ કોણ છે?

રાજા—બેટા, ધ્રુવ તો તારો મોટો ભાઈ થાય.

ઉત્તમ—મારા મોટા ભાઈ! તો પિતાજી, એ મહેલમાં કેમ રહેતા નથી? મારી બીજી માતા ક્યાં છે?

રાજા—ઉત્તમ, એ વાત જવા દે. તારી માતાને એ બધું નહિ ગમે.

ઉત્તમ—મારી માતાને કેમ નહિ ગમે? શું ધ્રુવની મા તે મારી મા નહિ?

રાજા—ધન્ય છે બેટા તને. તારા મુખની વાણી સાંભળી દેવો પણ ગર્વ લે. પણ તારી પોતાની માતાને આ વાત........

ઉત્તમ—હવે હું સમજ્યો, કે મારી મા રીસ કરી કેમ ચાલી ગઈ. પિતાજી, મારી માતાને મારા મોટાભાઈની વાત ન ગમે તો એને એના માર્ગે જવા દો. મેં ધ્રુવની માતાની ઘણી વાતો અમાત્યજીને ચરણે બેસીને સાંભળી છે. પણ એ રાણીમાતા છે એ વાત એમણે કહી જ નહિ. તેજસ્વી ધ્રુવ મારા મોટા ભાઈ થાય એ આજે જ જાણ્યું. હું કેટલો કમભાગી! જરા મોડો પડ્યો. મોટા ભાઈને જોઈ પણ ન શક્યો!

રાજા—બેટા, ધ્રુવને જોઈને મારું હૈયું આનંદથી ઊભરાઈ ગયું હતું. વળી તારાં વચન સાંભળી હૈયે આનંદ માતો નથી. બેટા, હૃદય આજે ખળભળી રહ્યું છે.

ઉત્તમ—પિતાજી, હું સુનીતિમાતાને પગે પડીશ અને કહીશ કે મા ચાલો. એમને હું જરૂર રાજમહેલમાં લાવીશ. મા કહીને પુકાર કરીશ તો ના પાડશે કે ? અમાત્યજી, કેમ બોલતા નથી ?

અમાત્ય—શું બોલું બેટા ? જે ન્યાય અમે ન કરી શક્યા તે તું કરી શકીશ. બેટા, મારું હૈયું ભરાઈ આવ્યું છે. હું શું બોલું ? ભગવાનને પ્રાર્થના કરું છું કે તારી ઇચ્છા સફળ થાઓ.

પ્રવેશ : ૩

[ સ્થળ—અત્રિઋષિનો આશ્રમ ]

અત્રિ—સાંજ પડવા આવી. હજી ધ્રુવ કેમ ન આવ્યો ?

શિષ્ય—ગુરુદેવ, ધ્રુવ અને બીજા બે બાળકો આજે રાજમહેલને રસ્તે જતા હતા.

અત્રિ—હશે, રમતા રમતા ગયા હશે. પણ હજી કેમ ન આવ્યા ?

[ ધ્રુવ વગેરે આવે છે ]

શિષ્ય—ગુરુદેવ, આ બાળકો આવી પહોંચ્યા.

અત્રિ—બેટા, ક્યાં ગયો હતો ? કેમ ઉદાસ દેખાય છે ?

ધ્રુવ—દાદા, રાજાથી યે વધારે બળવાન કોણ, કે જેનું શરણ લઈ શકાય ?

અત્રિ—ધ્રુવ, આવું તે કેમ પૂછે છે ? તારા દાદાની ઓથ ઓછી પડે છે ? મારા પ્રશ્નનો જવાબ તો આપ.

ધ્રુવ—દાદા, એક વખત માતાએ કહ્યું હતું કે રાજાથી યે મોટો ભગવાન.

અત્રિ—તારી માની વાત સાચી છે બેટા. ભગવાનથી વળી કોની શક્તિ વધારે હોય ? સાચી વાત બેટા, એ જ સાચી વાત.

ધ્રુવ—આજ મારા પિતાના મહેલે ગયો હતો. દાદા ત્યાંથી શીખીને આવ્યો કે રાજા સૌ કોઈનો આશરો છે એ વાત જૂઠી છે. દાદા, રાજાને યે આશરો જોઈએ છે. દાદા, હું ભગવાનને જ શોધીશ.

અત્રિ—તું તો હજી બાળક છે. તું આકરી તપશ્ચર્યા શી રીતે કરી શકીશ ?

ધ્રુવ—દાદા, તમે તો રોજ કહો છો કે ભગવાન તો દયાનો સાગર છે. પોતાના ભક્તને કદી યે ભૂલતો નથી. રાજાનો અનુભવ કર્યો. એ બળવાન હોતો નથી. હવે ભગવાનનો અનુભવ કરવા દો.

પ્રવેશ : ૪

[ સ્થળ—જંગલનો એક ભાગ ]

ધ્રુવ આસન લગાવીને બેઠો છે. આંખો બંધ છે. ભગવાનનું ધ્યાન ધરે છે.

નારદજી ત્યાં આવે છે. ]

નારદ—બાળક, તું કોણ છે ?

ધ્રુવ—હું સુનીતિનો પુત્ર છું. મારા દાદા અત્રિઋષિના ખોળામાં હું ઊછર્યો છું. મારે ભગવાનનાં દર્શન કરવાં છે.

નારદ—તું તો હજી બાળક છે. તું એ આકરી તપશ્ચર્યા શી રીતે કરી શકીશ ?

ધ્રુવ—મારી માતાએ કહ્યું છે કે પ્રેમથી ભગવાનનું નામ પોકારાય તો ભગવાનનાં દર્શન થાય છે.

નારદ—તારી માની વાત સાચી છે બેટા. ધન્ય છે તારી

માતાને કે તેણે તને આ સત્ય શીખવ્યું. લે, હું તને એક મંત્ર આપું છું. તેનું રટણ કરજે. તને ભગવાનનાં દર્શન જરૂર થશે. બોલ જોઉં : " ભગવાન સૌનું કલ્યાણ કરો. "

ધ્રુવ—ભગવાન સૌનું કલ્યાણ કરો.

નારદ—" ભગવાન મને સૌનું કલ્યાણ કરવાની મતિ આપો."

ધ્રુવ—ભગવાન મને સૌનું કલ્યાણ કરવાની મતિ આપો.

[ ધ્રુવ આ મંત્ર વારંવાર બોલે છે. થોડા સમયમાં એને ભગવાનનાં દર્શન થાય છે. ]



ભગવાન—ધ્રુવ, તારી આંખો ખોલી નાખ અને માગ, તારે જે માગવું હોય તે માગ. તારા તપથી હું પ્રસન્ન થયો છું.

ધ્રુવ—(નમસ્કાર કરીને) પ્રભુ, તમારાં દર્શન થયાં એટલે મારું જીવન ધન્ય થઈ ગયું. મારી માનું વચન સફળ થયું. હું શું માગું ? પ્રભુ સૌનું કલ્યાણ કરો.

## પ્રવેશ : ૫

[ અત્રિઋષિનો આશ્રમ ]

[ રાજા, અમાત્ય, ઉત્તમ, અત્રિઋષિ વગેરે ઊભા છે. ]

**અત્રિ**—બેટા, તેં તો ગજબ કર્યો. અમે તારી રાહ જોઈને થાકી ગયા. તારી માતા તો રોજ પૂછે છે "મારો ધ્રુવ ક્યાં છે?" બેટા, નારદઋષિએ સમાચાર કહ્યા કે ધ્રુવ તો તપમાં સફળ થઈ રહ્યો છે.

**ધ્રુવ**—ગુરુદેવ, પિતાજી, અમાત્યજી, આજે હું ધન્ય થઈ ગયો. મને જીવનમાં બધું યે મળ્યું. ભગવાન મળ્યા અને તમે સૌ પણ મળ્યા. પણ મારી બંને માતાઓ ક્યાં છે?

**અત્રિ**—બેટા, એ તો અંદર સૂતી છે. તારી બંને માતાનાં દિલ એક થયાં છે. તારા સમાચાર સાંભળી બંને ભેટી અને રડી પડી. બંને બેહોશ થઈ ગઈ છે. હૈયામાં આનંદ શમાવી ન શકી.

**રાજા**—ધ્રુવ, આ જો, તારો નાનો ભાઈ.

**ધ્રુવ**—મારો નાનો ભાઈ! આવ ભાઈ, આપણે ભેટીએ. (ભેટે છે.) જો ભાઈ, આ આપણા ગુરુદેવ. ચાલ, બંને સાથે પગે લાગીએ. (પગે લાગે છે.) દાદા, એવો આશીર્વાદ દો કે કદી જુદા ન પડીએ. (ઊઠીને) ચાલ ભાઈ, આપણે બંને સાથે જઈએ અને બંને માતાને પગે લાગીએ. તેમને કહીએ "મા, અમે તમારાં બંનેનાં બાળકો છીએ. હવે કદી છૂટા પડીશું નહિ. હવે તો ભગવાનના આશીર્વાદ છે."

### — સ્વાધ્યાય —

૧. ધ્રુવને પોતાના પિતા વિશે શી રીતે ખબર પડી? અત્રિઋષિને એ વાત કેમ ન ગમી?

૨. ઋષિમુનિના બાળકોએ ધ્રુવને શું પૂછ્યું? ત્યાર પછી તેઓ ક્યાં જવા નીકળ્યા? ધ્રુવ કેમ જવા તૈયાર થયો?
૩. મુનિબાળકની કઈ વાતથી રાજાને આશ્ચર્ય થયું? રાજાએ ધ્રુવને શું કહ્યું? અમાત્યે રાજાને શી ચેતવણી આપી?
૪. સુરુચિએ રાજાને શું કહ્યું? ધ્રુવે એ સાંભળી રાજાને શું કહ્યું?
૫. ઉત્તમની કઈ વાતથી રાજાને ભારેમાં ભારે આનંદ થાય છે? અમાત્યજી ઉત્તમની કઈ ઇચ્છા સફળ થવાને પ્રભુને પ્રાર્થના કરે છે?
૬. ધ્રુવ આશ્રમ છોડી ક્યાં જવાનો વિચાર કરે છે? શા માટે? નારદઋષિએ ધ્રુવને કયો મંત્ર આપ્યો? એનું શું પરિણામ આવ્યું?



## ઇબ્રાહીમ આદમ

પાછલી રાતનો પહોર હતો. ઠંડી રાત સમસમી રહી હતી. પશુપંખી હજી જાગ્યાં ન હતાં. માણસો ગાઢ નિદ્રામાં પડ્યાં હતાં. એ વખતે બલ્ખનો સુલતાન ઇબ્રાહીમ પોતાના મહેલમાં પલંગ ઉપર આંખો મીંચીને બેઠો હતો. એના મનમાં અનેક વિચારો ઊલટાસૂલટી આવી રહ્યા હતા. આખી રાત એણે ઊંઘ વિના પસાર કરી હતી. આલેશાન મહેલ, રત્નજડિત છત્રપલંગ, રેશમી તળાઈઓ, સુંવાળાં ઓશીકાં, હાથમાં વીંજણા લઈને ઊભેલાં દાસદાસીઓ, પ્રેમાળ બેગમ, પ્રાણથી પણ અધિક પ્રિય એવો બાળક શાહજાદો, તેમાંનું કશું એને સુખ આપી શકતું ન હતું. એ મનમાં વિચારતો હતો: "આ મહેલ, આ સાધનસંપત્તિ, આ વૈભવ, સ્ત્રી, પુત્ર, એક દિવસ મારે છોડી જવાનાં છે. ખુદાનો પેગામ આવશે અને મારે પહેર્યે લૂગડે કફનમાં પોઢવું પડશે. મેં દુનિયાનું શું ભલું કર્યું છે? બાપદાદાની આવડી મોટી જાગીરનાં ધનદોલત મેં મારા

અમનચમન ખાતર ઉડાવ્યાં છે. કુરાને શરીફમાં લખ્યું છે કે ' તારા પરસેવાની રોટી તું ખાજે.' મોટા મોટા પેગંબરો અને ઓલિયાઓ એવું જ જીવન ગુજારતા અને સદા સુખમાં રહેતા."

મહેલને ત્રીજે માળે પોતાના આલેશાન ઓરડામાં કીમતી છત્રપલંગમાં બેઠો બેઠો સુલતાન ઇબ્રાહીમ ઉપર પ્રમાણે વિચાર કરે છે, ત્યાં એકાએક ઓરડામાં પ્રકાશ થયો. ઝળહળતા અજવાળામાં એક તેજસ્વી પુરુષ તેની સામે આવી ઊભો રહ્યો. બાદશાહે ચકિત થઈને એને પૂછયું : ' તમે કોણ છો ? અને અહીં શા માટે આવ્યા છો ?'

પેલા આવનારે સુલતાનને શાંતિપૂર્વક જવાબ આપ્યો : ' મારું ઊંટ ખોવાયું છે તે શોધવા અહીં આવ્યો છું !'

બાદશાહે આશ્ચર્ય પામતાં પણ સહેજ રોષભર્યા અવાજે કહ્યું : ' અહીં વળી ઊંટ કેવું ?'

પેલા આવનારે જવાબ દીધો, ' જો ત્રીજે માળે ઊંટ ન મળે તો પછી દીન, દુ:ખી, દરિદ્રી, અસહાય, અર્ધભૂખ્યાં, ગરીબોમાં રહેનારો ખુદા, તને આ ધનદોલતની વચ્ચે શી રીતે મળવાનો છે ?' આટલું કહીને તે અદૃશ્ય થયો.

એ વાતને કેટલાક દિવસ વીતી ગયા. એક વાર સુલતાન ઇબ્રાહીમ કચેરીમાં બેઠો છે. દરબારીઓ સાથે વાર્તાલાપ ચાલી રહ્યો છે. એ વખતે એક આદમી કચેરીના અમીરઉમરાવોને આંજી દેતો અંદર દાખલ થયો. બાદશાહે તેને પૂછયું : ' આપનું પધારવું કેમ થયું છે ?

પેલા આવનારે કહ્યું, ' અહીં આ મુસાફરખાનામાં રાતવાસો ગાળવો છે.'

બાદશાહે કહ્યું, 'આ મુસાફરખાનું નથી, આ તો રાજ-કચેરી છે.'

ત્યારે પેલા ફિરસ્તા જેવા પુરુષે પ્રશ્ન કર્યો, 'તમારા પહેલાં અહીં કોણ રહેતું હતું ?'

'મારા પિતા.'

'તે પહેલાં કોણ રહેતું ?'

'મારા પિતાના પિતા.'

'તમારા પછી કોણ રહેશે ?'

'મારો પુત્ર.'

'તો પછી આ મુસાફરખાનું જ થયું ને ? એક જાય ને બીજો આવે તેનું નામ મુસાફરખાનું કહેવાય.' આટલું કહી તે પુરુષ ચાલ્યો ગયો. ઇબ્રાહીમ બાદશાહ ફરી વિચારમાં પડી ગયો.

એ વાતને પણ કેટલાક દિવસ વીતી ગયા. દૂર દૂર બાદશાહી બગીચો ખીલેલો હતો. બગીચાને ખૂણે માળીને રહેવાની ઝૂંપડી હતી. તૂટેલી ખાટલીમાં ફાટેલી ગોદડી ઓઢીને ગરીબ માળી સૂતો હતો. અંગ ઉપર પૂરાં વસ્ત્ર ન હતાં. પાછલી રાતે હજી કૂકડો નહોતો બોલ્યો ત્યાં માળીના ખભા ઉપર કોઈએ ત્રણ ટકોરા માર્યા. સફાળો તે બેઠો થયો. આંખો ચોળીને ઉઘાડી. જુએ તો સામે બાદશાહ ઇબ્રાહીમ ! માળી ઊઠીને પગે પડ્યો, તૂટતે અવાજે બોલ્યો, 'પરવરદિગાર, આપ અત્યારમાં ?

સુલતાન ઇબ્રાહીમ એક પણ શબ્દ બોલ્યો નહિ. માથા ઉપરથી પોતાનો કીમતી મુગટ એણે નીચે ઉતાર્યો. જરિયાન ઝભ્ભો કાઢીને ખાટલી ઉપર મૂક્યો. રેશમી પાયજામો બદલ્યો જડ જેવો માળી દિગ્મૂઢ બનીને જોઈ રહ્યો. એની ગંધાતી ફાટેલી ટોપી

બાદશાહે પોતાને માથે મૂકી. એનું ફાટેલું બદન અને એનો ચીંથરે-હાલ પાયજામો સુલતાને પહેર્યો. કિનખાબની મોજડી કાઢીને માળીનાં પગરખાં પહેરી લીધાં. એક પણ શબ્દ બોલ્યા વિના આકાશ સામે આભારભરી એક નજર ફેંકીને સુલતાન ચાલી નીકળ્યો !

ચાલતાં ચાલતાં નેશાપુરના જંગલમાં એક પહાડની અંદર જઈને તે રહ્યો. ખુદાની બંદગીમાં તેના દિવસો વીતવા લાગ્યા. સવારની નમાજ પઢીને કુહાડો ખાંધે મૂકી, પાસેનાં જંગલોમાં ઇબ્રાહીમ લાકડાં કાપવા નીકળી પડતો. સાંજ સુધીમાં એક ભારો લાકડાં કાપી તૈયાર કરી માથે મૂકી બજારમાં જતાં કોઈ વાર બે આના તો કોઈ વાર દસ પૈસા ઊપજતા. તેમાંથી તે આટો અગર ખીચડી લેતો. પોતાને જોઈએ તેટલું રાખી બાકીનું અન્ન ગરીબોને વહેંચી આપતો. આ રીતે હકની રોટી ખાતાં, ઈશ્વરભજન કરતાં, તે નવ વર્ષ સુધી નેશાપુરમાં રહ્યો.

જેમ ગુલાબની સુવાસ ચોમેર પ્રસરે, કસ્તૂરીની સુગંધ આપમેળે વાતાવરણમાં ફેલાઈ જાય, તેમ આ ખુદાપરસ્ત ઓલિયાની અસર છેક મક્કા સુધી પ્રસરી ગઈ.

એક વાર મક્કા શહેરમાં સમાચાર આવ્યા કે ફકીર ઇબ્રાહીમ મક્કા આવે છે. વાયુવેગે શહેરમાં આ વાત ફેલાઈ ગઈ. સેંકડો સ્ત્રી પુરુષો મહાત્માનાં દર્શન કરવા તથા તેમનું સ્વાગત કરવા શહેર બહાર નીકળી નેશાપુરને રસ્તે સામાં ચાલ્યાં.

આ બાજુ મહાત્મા ઇબ્રાહીમને ખબર મળ્યા કે મક્કાવાસીઓ તેમનું સ્વાગત કરવા શહેર બહાર એકઠા થયા છે અને સામૈયું કરવાની તૈયારી ચાલે છે. એટલે પોતે વેપારીનો એક કાફલો મક્કા જતો હતો તેની સાથે વેપારીને વેશે ભળી ગયા. મક્કા નજીક વેપારીની વણઝાર પહોંચી. એવામાં સામેથી બે મક્કાવાસી જુવાનો

આવ્યા. તેઓ ઇબ્રાહીમ સુલતાનના સમાચાર પૂછવા લાગ્યા. દૈવ-જોગે ઇબ્રાહીમને જ પૂછયું: 'ઈ, તમે નેશાપુરથી આવતાં મહાત્મા ઇબ્રાહીમને દીઠા?'

એટલે તેમણે હસીને જવાબ દીધો. મોં ઉપર સહેજ રોષનો ભાવ લાવીને બોલ્યા: 'કયો પે.......લો પાખંડી ઇબ્રાહીમ! એનું તમારે શું કામ છે?'

'અમે એના સ્વાગત માટે સામા આવ્યા છીએ.'

'અરે ભાઈ, તમે મક્કાવાસીઓ બહુ ભોળા છો. ઇબ્રાહીમ જેવો કોઈ લુચ્ચો નથી. એવા પાખંડીને ભલા થઈને ગામમાં ન પેસવા દેશો.' આટલું કહેતાંમાં તો પેલા બંને જુવાનોનો પિત્તો ઊછળ્યો અને તેમણે ઇબ્રાહીમને પકડ્યા. 'હરામખોર! તું જ પાખંડી છે. તને એ મહાપુરુષની ખબર નથી.' એમ કહી મારવા દોડ્યા. ત્યાં તો વેપારીના આગેવાનને ખબર પડી. તે એકદમ દોડી આવ્યો અને વચ્ચે પડીને કહ્યું: 'તમે આમને ઓળખતા નથી? એ ફકીર ઇબ્રાહીમ છે. એના જેવો ખુદાનો બંદો આ જમાનામાં બીજો કોઈ નથી.' પેલા બંને ખસિયાણા પડી ગયા. તેમણે ઇબ્રાહીમ મહાત્માની ક્ષમા માગી. તેમને માનપાન સાથે સરઘસના આકારમાં શહેરમાં લઈ ગયા અને મોટી મસ્જિદમાં માનપૂર્વક રાખ્યા.

ઇબ્રાહીમે કેટલાંક વર્ષો મક્કામાં ગાળ્યાં. મક્કામાં પણ એક સાચા ફકીર તરીકે તેઓ પ્રસિદ્ધિ પામ્યા. બલ્ખનું રાજ્ય છોડ્યાને લગભગ ચૌદ વર્ષ થઈ ગયાં. એક વાર તેમની બેગમ અને શાહજાદો મહાત્મા ઇબ્રાહીમને મળવા મક્કા આવ્યાં. શાહજાદો યુવાન થયો હતો. તેને નાનપણમાં તદ્દન બાળક મૂકીને એના પિતા ચાલ્યા ગયા હતા. પિતાને મળવાની એને ઘણી હોંશ હતી. મારા

પિતા કેવા હશે? શું કરતા હશે? એવી અનેક કલ્પનાઓ એના મનમાં રમી રહી હતી. શહેરના એક તવંગર વેપારીને ત્યાં તેમણે ઉતારો કર્યો. સોદાગરને પૂછયું: 'મારા પિતા કયાં મળશે?'

ત્યારે જવાબ મળ્યો: 'તેઓ અત્યારે નહિ મળે. જંગલમાં લાકડાં કાપવા ગયા હશે. છેક સાંજે દિવસ આથમ્યે આવશે.'

આખો દિવસ બેગમ અને શાહજાદાએ જેમ તેમ પસાર કર્યો. સાંજ પડ્યે પેલા ધનવાન વેપારીના કુટુંબ સાથે બેગમ અને શાહજાદો મસ્જિદ તરફ ગયાં. સૌ બહારના ઓટલા ઉપર બેસી મહાત્મા ઇબ્રાહીમની રાહ જોવા લાગ્યાં.



મહાત્મા ઇબ્રાહીમ

થોડી વાર પછી સામેથી એક વૃદ્ધ પુરુષને આવતો દીઠો. દાઢી, મૂછ અને માથાના વાળ ધોળા પૂણી જેવા સફેદ થઈ ગયા હતા. શરીર કેડમાંથી સહેજ વાંકું વળ્યું હતું. પગમાં પગરખાં

નહોતાં. ફાટેલા પહેરણમાંથી અંગ ઉઘાડું દેખાતું હતું. માથે લાકડાંનો ભારો હતો. ચહેરા ઉપર પરસેવો ટપકી રહ્યો હતો, છતાં મુખ ઉપર અપૂર્વ શાંતિ હતી. ખુદાનું નામ જપતાં એ ચાલ્યા આવતા હતા. બેગમે દૂરથી ઓળખી લીધા. શાહજાદો પણ સમજી ગયો. દોડીને બેગમે ભારો ઉપાડી લીધો. પિતાએ પુત્રને છાતીએ ચાંપ્યો. કોઈ એકે શબ્દ બોલી શકયું નહિ. માનભરી નજરે સૌ આ દિવ્ય દેખાવ જોઈ રહ્યાં. તે દિવસે રાત્રે નમાઝ પઢીને ત્રણે જણે સાથે બેસીને મસ્જિદની ઓરડીમાં ભારામાંથી ઊપજેલી કમાઈની હકની રોટી ખાધી. બેગમ અને શાહજાદો તે દિવસથી બલ્ખનું રાજ્ય છોડીને ખુદાની બંદગીમાં અને હકની રોટીમાં મહાત્મા ઇબ્રાહીમનાં સદાનાં સાથીદાર બન્યાં!

—રામનારાયણ ના. પાઠક

## — સ્વાધ્યાય —

૧. સુલતાન ઇબ્રાહીમના મનમાં કયા વિચારો આવતા હતા ?
૨. સુલતાન ઇબ્રાહીમે પોતાના ઓરડામાં કોને જોયો ? એ માણસે તેને શું કહ્યું ?
૩. રાજકચેરીમાં એક દિવસ કોણ દાખલ થયું ? આવનાર પુરુષે રાજકચેરી પણ મુસાફરખાનું જ છે એમ કેવી રીતે સાબિત કરી બતાવ્યું ?
૪. સુલતાન ઇબ્રાહીમ માળીનાં કપડાં પહેરીને કયાં જતા રહ્યા ? ત્યાં જઈને તેમણે શું કર્યું ?
૫. મક્કાના લોકો તેમનું સ્વાગત કરવા માટે આવે છે એમ જાણ્યું ત્યારે ઇબ્રાહીમે શું કર્યું ! તેમને બે જુવાન મક્કાવાસીઓ સાથે શી વાતચીત થઈ?
૬. ઇબ્રાહીમે મક્કામાં રહીને શું કર્યું ? તેમની બેગમ અને શાહજાદો મક્કા શા માટે આવ્યાં ? તેઓ પાછાં બલ્ખ શા માટે ગયાં નહિ ?





## બહેનનો ભાઈ

થાણેશ્વરના રાજમહેલમાં એક મોટા પલંગ પર રાજ્યવર્ધન સૂતો છે. તેની દાઢી ઉપર નાના નાના વાળ ફૂટવા લાગ્યા છે. તેના શરીર ઉપર લડાઈના ઘા છે. હૂણ લોકોની સાથે લડીને આજે તે થાણેશ્વર આવ્યો છે. પલંગ પાસે કુમાર શ્રીહર્ષ બેઠો છે.

'ભાઈ! બાપુને ગયાં આજે પંદર દિવસ થયા. આખી પ્રજા હવે આપના સામું જોઈ રહી છે, તો રાજ્યની લગામ સ્વીકારવાની હા પાડો.' હર્ષ ધીમે ધીમે બોલ્યો.

'ભાઈ હર્ષ! આપણે ત્રણ ભાંડુઃ હું તું ને રાજ્યશ્રી. બાપુ તો ગયા. આપણી બહેન કનોજમાં આવી ગઈ છે એટલે તેની પણ મને ચિંતા નથી. હૂણ લોકો પ્રજાને ત્રાસ આપે છે. પરંતુ એમને તો મેં હંફાવ્યા છે, અને તું પણ કાંઈ ઓછો સમર્થ નથી : માટે

મારો વિચાર એવો છે કે મારે વનવાસ સેવવો અને તારે ગાદી ઉપર આવવું,' રાજ્યવર્ધને વાત ઉપાડી.

'એ કદી બનવાનું જ નથી ને! હું તો આપનો સેવક. આપનો હુકમ થાય તો હૂણ લોકોને તેમને દેશ પાછા પહોંચાડું. પણ ગાદી ઉપર તો આપ જ.'

'લે, જા જા ગાંડા! રાજ્યશ્રી કનોજની રાણી, શ્રીહર્ષ થાણેશ્વરનો રાજા અને રાજ્યવર્ધન જંગલનો સંન્યાસી એવું એવું થાય, તો પ્રભાકરવર્ધનનો વંશ કેવો દીપે?' રાજ્યવર્ધને પડખું ફેરવવા માંડ્યું.

'જો આપ મારું નહિ માનો તો મારે બહેનને બોલાવવી પડશે, હો!'

'તે બહેનને અમસ્તી પણ બોલાવવી જ છે ના? શ્રીહર્ષને ચાંદલો કોણ કરશે? જા, બહેનને માટે એકદમ માણસ તો મોકલ. હવે મને ઊંઘ આવે છે. આ ઘા વળી કળવા લાગ્યો છે એટલે પડખું દાબી ઘડીભર સૂઈ જાઉં.' રાજ્યવર્ધને કહ્યું.

'મહારાજ! સંવાહક આવે છે,' નોકરે ખબર આપ્યા.

'કોણ, સંવાહક?' ચોંકીને રાજ્યવર્ધન બોલી ઊઠ્યો. 'બહેન જ આવી પહોંચી કે શું? જલદી બોલાવ તેને.'

હાંફળોફાંફળો સંવાહક અંદર આવ્યો. તેનાં મોં પરથી હોશકોશ ઊડી ગયા હતા; તેની આંખો રોઈરોઈને સૂજી ગઈ હતી.

'કેમ સંવાહક! ગભરાય છે કેમ? બહેન ક્યાં છે?' શ્રીહર્ષે પૂછ્યું.

'મહારાજ! બહેન તો ગયાં.'

'ક્યાં ગયાં?'

'માલવરાજના કેદખાનામાં.'

'હેં, હેં?' રાજ્યવર્ધન બિછાનામાં બેઠો થઈ ગયો. તેનો હાથ કેડ પર તલવારને શોધતો હતો. શ્રીહર્ષે તેને પાછો સુવાડી દીધો.

સંવાહક બોલ્યો, 'બાપુ દેવ થયાના સમાચાર આવ્યા તે જ દિવસે માલવરાજ કનોજ પર ચડી આવ્યો. ગૃહવર્માને તેણે ઠાર કર્યા ને બહેનને કેદ કરી ઉપાડી ગયો.'

'હર્ષ! લશ્કરને તૈયાર કર. ગાદીબાદીની વાત પછી કરશું. આજે તો એ માલવરાજને દેખાડી આપું કે રાજ્યશ્રીને પણ એક માનો જણ્યો ભાઈ છે.' રાજ્યવર્ધન ઊભો થઈ ગયો.

'ભાઈ! આપ બિમાર છો. હજી કાલે જ લડાઈમાંથી પાછા ફર્યા છો, એટલે આપ અહીં રહો અને હું માલવરાજને પકડીને આપની પાસે હાજર કરીશ.' ભાઈને સુવાડતાં શ્રીહર્ષે કહ્યું.

'નહિ નહિ, તું તારે અહીં રહે. હું જ માલવરાજને દેખાડી આપું કે હજી પ્રભાકરવર્ધનનો વંશ જ જીવે છે. લશ્કરને એકદમ તૈયાર કરો. કોણ, ભંડી?'

'જી! તૈયાર છું.'

'ચાલો, જલદી ઊપડો. શ્રીહર્ષ અહીં રહી બધું સંભાળશે.'

રાજ્યવર્ધન દસ હજાર માણસનું લશ્કર લઈને બહેનનું વેર લેવા અને બહેનને જીવતી ઘેર લાવવા નીકળ્યો.

* * *

રાજ્યવર્ધનને ગયે ઘણા દિવસો વીતી ગયા, પણ તેના કાંઈ સમાચાર હર્ષને મળ્યા નહિ. હર્ષ તો રોજ મોટા ભાઈની ચિંતા કરે; એવામાં એક દિવસ કુન્તલ દૂરથી આવતો દેખાયો. કુન્તલ આબાદ ઘોડેસવાર. તેનો ઘોડો જમીન પર તો પગ જ ન મૂકે. લડાઈમાં સદૈવ કુન્તલ રાજ્યવર્ધનને પડખે જ ઝૂઝે. દૂરથી કુન્તલને જોયો એટલે શ્રીહર્ષ સામો ગયો.

'કેમ કુન્તલ ?'

કુન્તલના મોં પર શોકની છાયા હતી. તેની જીભ ક્યાંથી ઊપડે ?

'કુન્તલ ! કેમ કાંઈ બોલતો નથી ?'

'મહારાજ ખપી ગયા !'

'મારા ભાઈનો યુદ્ધમાં સંહાર કરી શકે એવો પુરુષ માએ જણ્યો હતો કે શું ?' શ્રીહર્ષ આવેશથી બોલી ઊઠ્યો.

'કુમાર ! યુદ્ધમાં સામે ડગલે તો મારવાની કોની તાકાત છે ? આ તો માલવરાજને હરાવીને પાછા ફરતાં ગૌડરાજે મહારાજને દગાથી માર્યા.' કુન્તલ રોતો રોતો બોલ્યો.

'ઠીક છે. હું જોઉં છું હવે ગૌડરાજનું માથું કેમ સલામત રહે છે તે. માલવરાજે તો ભાઈની સમશેરનો સ્વાદ ચાખી લીધો. હવે ગૌડરાજ મારી તલવારનો સ્વાદ ચાખે. સેનાપતિ ! લશ્કર તૈયાર કરો.' હર્ષ ગાજી ઊઠ્યો.

શ્રીહર્ષે રીતસર ગાદી સ્વીકારી અને એક મંગળ દિવસે શંકરનું પૂજન કરીને તે લશ્કર સાથે ઊપડ્યો. રસ્તામાં રાજ્યવર્ધનના લશ્કરને લઈને ભંડી પાછો આવતો હતો તે તેને મળ્યો. 'કેમ ભંડી ! ભાઈ તો ગયા. પણ બહેનનો કાંઈ પત્તો ?'

'બહેન તો માલવરાજના હાથમાં આવ્યાં જ નથી. એમને તો કેદખાનામાંથી જ કોઈ નસાડી ગયું છે. અને વિંધ્યાચળમાં ક્યાંઈક છે એવા ઊડતા સમાચાર પણ મળ્યા છે.' ભંડીએ કહ્યું.

'તો, ભંડી! તમે ગૌડરાજની સામે જાઓ. હું બહેનની તપાસ કરવા ઊપડું છું.' શ્રીહર્ષ બોલ્યો.

'જેવી આજ્ઞા.'

બંને જુદા પડ્યા.

* * *

શ્રીહર્ષ તો બહેનની શોધમાં ચાલતાં ચાલતાં ભીલ લોકોના પ્રદેશમાં આવ્યો. ભીલસેનાપતિ નિર્ઘાતે શ્રીહર્ષને બહેનની શોધમાં મદદ આપવાનું વચન આપ્યું, અને પોતાના એક ગુરુ જેવા દિવાકરમિત્ર નામના સાધુ પાસે તેને લઈ ગયો. આ બૌદ્ધ સાધુ વિંધ્યાચળના જંગલમાં એક આશ્રમ બાંધીને રહેતા હતા. તેમના આશ્રમમાં ઘણા વિદ્યાર્થીઓ અભ્યાસ કરવા માટે આવતા ને તેમની પાસે જ રહેતા. પૂર્વાશ્રમમાં તેઓ બ્રાહ્મણ હતા અને રાજ્યશ્રીના પતિ ગૃહવર્માના પરમ મિત્ર હતા.

દિવાકરમિત્રના આશ્રમમાં આવ્યા પછી થોડે દિવસે એક વાર દિવાકરમિત્ર, શ્રીહર્ષ, નિર્ઘાત અને તેમના શિષ્યો બધા આશ્રમના ચોગાનમાં બેઠા બેઠા વાતો કરતા હતા, તેવામાં એક ભિક્ષુક દોડતો આવ્યો ને બોલ્યો, 'ગુરુજી, ગુરુજી! આપણી પાસેના જંગલમાં કોઈ એક બાઈ ચિતા ખડકીને બળી મરવાની તૈયારી કરે છે. આપ કૃપા કરી તેને બચાવો, તેનું રક્ષણ કરો.'

ગુરુ, શ્રીહર્ષ અને નિર્ઘાત વગેરે સૌ સફાળા ઊભા થયા અને જંગલ તરફ દોડ્યા. જંગલની વચ્ચોવચ મોટી ચિતા ખડકાતી હતી. આસપાસનાં મોટાં ઝાડો ગગન સાથે વાતો કરી

રહ્યાં હતાં. દૂર દૂરનાં જનાવરોનો અવાજ વચ્ચે વચ્ચે સંભળાતો હતો. રાજ્યશ્રી એક બે ભીલડીઓ સાથે વાતો કરતી ચિતા તરફ પગ વાળતી હતી. ' હવે બસ કરો. એટલાં લાકડાં મને ભસ્મ કરવા માટે બસ છે. બહેનો ! મારા દુઃખના દિવસોમાં તમે મારી જે સેવા કરી છે તે ખાતર હું તમારો સૌનો આભાર માનું છું. પ્રભુ તમને તેનો બદલો આપશે.'

' બહેન ! આપનો નિશ્ચય ફેરવાવી શકવાનું અમારામાં બળ નથી. પણ આપ આમ કેમ બળી મરો છો તે અમે સમજી શકતાં નથી. અમે તો ભીલડાં છીએ તે આપને શું કહીએ ? પણ આપ હજી વિચાર કરો તો સારું.' ગળગળી થતી ભીલડીઓ બોલી.

' બહેનો ! તમારે લીધે તો હું આટલા દિવસો જીવી રહી છું. આ વિંધ્યવાસિનીની કૃપાથી મારે અહીં કશી ખોટ નથી. પરંતુ મને હવે જીવતર અકારું થઈ પડ્યું છે. હું વિધવા થઈ, મારો વીરો રાજ્યવર્ધન ગયો અને હર્ષનો મને પત્તો નથી. છેલ્લા પંદર દિવસથી તો મેં અન્ન પણ મૂક્યું છે. હવે તો દેવી મને સત્વર ઉપાડી લે એ જ એક ઇચ્છા છે. બહેનો! તમે સૌએ મારું બહુ કામ કર્યું છે. તમારા એ ઉપકાર હું કદી નહિ ભૂલું. હું હવે ચિતા પર ચડું છું; તમે અગ્નિ મૂકજો. મારી આટલી વિનંતી કૃપા કરી સ્વીકારો. મા અંબાભવાની તમારું કલ્યાણ કરશે !'

ધીમે પરંતુ સ્થિર પગલે રાજ્યશ્રી ચિતા પર ચડી. ' જે અંબે ! જે અંબે !' બોલતાં તેણે અગ્નિ ચેતાવવા ભીલડીઓને નિશાની કરી. ભીલડી ધ્રૂજતા હાથે અગ્નિ મૂકવા જાય છે ત્યાં તો પાછળથી પોકાર પડ્યો: ' સબૂર, સબૂર !'

' કોણ એ ?' સૌએ પાછું વળી જોયું.

દિવાકરમિત્ર, શ્રીહર્ષ, નિર્ઘાત વગેરે દોડતા આવતા હતા.



ભાઈ બ્હેન ભેટ્યાં, રડી પડ્યાં.

બહેને ભાઈને તુરત ઓળખ્યો; રાજ્યશ્રી ચિતા પરથી નીચે ઊતરી; બેઉ ભાઈબહેન ભેટ્યાં, રડી પડ્યાં.

'બહેન! ચાલો થાણેશ્વર.'

'ના ભાઈ! હવે વનવાસ જ હોય. પતિ ગયા, ભાઈ ગયો; હવે શા સ્વાદે ત્યાં આવું? હવે તો ભાઈ! બે ભગવાં આપ એટલે તે ધારણ કરું અને આવા સાધુઓનો સંગ સેવું.'

'ભગવાં તો મારે પણ ધારણ કરવાં છે, બહેન!' ગળગળા થતાં શ્રીહર્ષે કહ્યું. 'પણ દુશ્મનોને જેર કર્યા વિના ભગવાં ધારણ કરું તો એ ભગવાં લાજે. પ્રભાકરવર્ધનની દીકરી એટલે તો તું મારો બીજો ભાઈ. માટે ચાલો બહેન! આવો. તમારા વિના મને સલાહ કોણ આપે? થાણેશ્વરને વ્યવસ્થિત કર્યા પછી આપણે બંને સાથે ભગવાં લેશું. બહેન! આજે તો પાછાં જ ચાલો.'

રાજ્યશ્રીને લઈને શ્રીહર્ષ થાણેશ્વર તરફ વળ્યો અને દિવાકરમિત્ર તથા ભીલ સરદાર પોતપોતાને સ્થાને ગયા.

—નાનાભાઈ ભટ્ટ

— સ્વાધ્યાય —

૧. શ્રીહર્ષે રાજ્યવર્ધનને શું કહ્યું? રાજ્યવર્ધને તેને શો જવાબ આપ્યો?
૨. સંવાહકે આવીને શા સમાચાર આપ્યા?
૩. બહેનનું વેર લેવા માટે રાજ્યવર્ધને શું કર્યું? રાજ્યવર્ધનનું મૃત્યુ શી રીતે થયું?
૪. રાજ્યવર્ધનના મૃત્યુના સમાચાર શ્રીહર્ષને કોણે આપ્યા? એ સમાચાર સાંભળી શ્રીહર્ષે શું કર્યું?
૫. બહેનની શોધ કરવા શ્રીહર્ષ ક્યાં ગયો? તે કોના આશ્રમમાં જઈને રહ્યો?
૬. આશ્રમનો ભિક્ષુક શા સમાચાર લાવ્યો? જંગલની વચ્ચોવચ્ચ તેમણે બધાએ શું દૃશ્ય જોયું?
૭. સતી થનાર બાઈ કોણ હતી? તેણે ભીલડીઓને શું કહ્યું?
૮. રાજ્યશ્રીને સતી થતાં કોણે અટકાવી? તેને શ્રીહર્ષ ક્યાં લઈ ગયો?



# બુઢ્ઢો કરે તે સારું જ કરે !

નાનપણમાં સાંભળેલી એક વાત તમને કહું. દરેક વખતે જ્યારે હું આ વાર્તા કરું છું, ત્યારે એ વધારે ને વધારે મનોહર લાગતી જાય છે. ઘણાં માણસોની પેઠે વાર્તાઓ પણ જેમ જેમ જૂની થતી જાય તેમ તેમ વધારે સારી લાગે છે.

હું માની લઉં છું કે, તમે ગામડામાં તો ગયા જ હશો અને ઘણું જૂનું રાઢના છાપરાવાળું ખેડૂતનું ઘર તથા રાઢ ઉપર બાઝેલી લીલ તથા પથરાયેલા વેલા જોયા હશે. છતની નીચે ચકલીઓએ માળા બાંધેલા હોય, ઘરની ભીંત એક બાજુ જરા ઢળી પડતી હોય, બારીઓ બહુ જ નાની હોય અને એમાંની એકાદ જ ઉઘાડી શકાય એવી હોય, રસોડાનો ભાગ આખી ભીંતથી થોડો બહાર પડતો હોય, વાડની ઉપર થઈને ચોકમાં આંબો ઝૂકી રહ્યો હોય અને આંબાની ડાળીઓની નીચે આવી રહેલી તળાવડીમાં બતકો ક્રીડા કરી રહ્યાં હોય, અને આ ઉપરાંત નવા આવનારને ભસતો કૂતરો વાડામાં પડી રહેલો હોય—આ બધું તમે જોયું હશે.

બરાબર આવું જ એક ઘર ગામડાના પ્રદેશમાં આવી રહેલું હતું અને તેમાં એક વૃદ્ધ જોડું – એક ખેડૂત અને તેની ધણિયાણી — રહેતું હતું. તેમનું રાચરચીલું બહુ જ ઓછું હતું. રસ્તાની આસપાસ ઊગતા ઘાસચારાથી પોતાનું પેટ ભરતો એક ઘોડો જ એના રાચરચીલામાં એવો હતો, કે જેના સિવાય આ જોડાને ચાલી શકે એમ હતું. આના ઉપર બેસીને પેલો બુઢ્ઢો ખેડૂત પાસેના શહેરમાં જતો. ઘણી વાર તેના પડોશીઓ આ ઘોડાને પોતાના ઉપયોગ માટે લઈ જતા અને બદલામાં આ જોડાની કાંઈ ને કાંઈ સેવા બજાવતા. પણ આ બંનેએ એક દિવસ વિચાર કર્યો કે ઘોડાને વેચી નાખ્યો હોય અથવા તો એના બદલામાં

બીજી કોઈ વધારે ઉપયોગી ચીજ આણી હોય તો સારું. પણ બદલામાં આણવી કઈ ચીજ ?

" તને જ તેની ગમ સૌથી વધારે પડશે," ધણિયાણીએ કહ્યું. " આજે મેળો ભરાવાનો છે એટલે ઘોડા ઉપર બેસીને શહેરમાં જા અને ઘોડાને વેચી આવ, અથવા તો એના બદલામાં કાંઈ સારી ચીજ લઈ આવ. એ બેમાંથી તું જે કરશે તે મને પણ ગમશે."

ડોસીએ પછી તેને ગલપટો વીંટાળ્યો; કારણ કે એને તેના કરતાં આ સારું આવડતું હતું અને પછી તેની સુંદર બેવડી ગાંઠ વાળી. પોતાની હથેલીથી તેની ટોપી બરાબર સાફ કરી, અને પછી બુઢ્ઢો ઘોડા પર બેસીને ચાલી નીકળ્યો. ઘોડાને વેચવો કે બદલામાં કોઈ ચીજ લાવવી એ બુઢ્ઢો જ બરાબર જાણતો હતો.

સૂરજ ખૂબ તપતો હતો અને આકાશમાં એકે વાદળું દેખાતું નહોતું. રસ્તે ખૂબ ધૂળ ઊડતી હતી; કારણ કે મેળામાં જનારા લોકો પગપાળા, ઘોડા ઉપર કે ગાડામાં બેસીને જતા હતા. કોઈ ઠેકાણે જરા સરખો છાંયડો નજરે નહોતો પડતો.

બીજાં બધાંની ભેગો એક માણસ ધીમે ધીમે ચાલતો હતો. તે એક ગાયને મેળામાં હાંકી જતો હતો. ગાય ખૂબ સુંદર હતી.

પેલા બુઢ્ઢાએ વિચાર્યું, " ખરેખર, આ ગાય દૂધ સરસ આપતી હોવી જોઈએ. ઘોડાને બદલે ગાય !—સારું મજાનું થશે." તેણે બૂમ મારી, " એ ગાયવાળા! જો, ઘોડાની કિંમત ગાયના કરતાં વધારે થાય. પણ મને તેની પરવા નથી. મારે ગાય વધારે ખપની છે એટલે જો તારી મરજી હોય તો આપણે અદલાબદલી કરી લઈએ "

ગાયવાળાએ કહ્યું, "ઘણી ખુશીથી." એટલે તેમણે અદલાબદલી કરી લીધી. કામ પતી ગયું એટલે બુઢ્ઢો ખેડૂત પાછો ફરત તો યે ચાલત. પણ મેળામાં જવાનું એક વખત નક્કી કરેલું હતું એટલે કાંઈ નહિ તો મેળો જોવાની ખાતર પણ તેણે ગાય સાથે શહેર તરફ જવાનું ચાલુ રાખ્યું. ગાયને દોરીને ઝડપથી આગળ ચાલતાં તેણે ઘેટું લઈને જતા એક માણસને પકડી પાડ્યો. ઘેટું ખાસ્સું જાડું, પીઠ પર સુંદર ઊનવાળું હતું.

"આ ઘેટું મળે તો સારું પડે ખરું !" બુઢ્ઢાએ વિચાર્યું. "વાડાની બાજુમાં ઘાસ તો એને માટે ખૂબ મળી આવશે અને શિયાળામાં અમારી જોડે જ ઘરમાં રાખી શકાશે. ગાયના કરતાં ઘેટું રાખવું વધારે સગવડ ભરેલું ખરું. અદલાબદલી કરી લઈએ!"



ઘેટાવાળો તો તૈયાર જ હતો એટલે સાટું થઈ ગયું અને આપણો ખેડૂત ઘેટા સાથે આગળ ચાલવા લાગ્યો.

થોડી વારમાં તેણે બગલમાં એક મોટી બતક ઘાલીને ખેતરમાંથી આવતા એક માણુસને પકડી પાડ્યો.

"તારી પાસે બહુ ભારે ચીજ જણાય છે. એને પીંછાં ખૂબ છે અને માંસ પણુ ખૂબ છે. અમારે ત્યાં એને દોરીએ બાંધી હોય અને પાણીમાં એ પાંખ ફફડાવતી હોય, ત્યારે કેવી સુંદર લાગે ! વળી ઘરવાળી ડોસીને તો એ બહુ જ ગમશે. તે તો એમાંથી કાંઈ કાંઈ ઉપજાવશે. એક બતક હોય તો કેટલું સારું !" એમ કેટલી યે વાર તેણે કહ્યું હતું. હવે તેને બતક મળશે ખરું. આપણે બદલો કરીશું ? તારી બતકને સાટે હું તને ઘેટું આપું અને વળી વધારામાં તારો આભાર માનું."

બતકવાળાને કાંઈ વાંધો હતો નહિ એટલે બદલો થઈ ગયો અને બુઢ્ઢો બતકનો માલિક બન્યો. શહેરની તદ્દન નજીક હવે એ આવી પહોંચ્યો હતો. રસ્તા પર ગિરદી વધતી જ જતી હતી. માણુસ અને ઢોર એકબીજાંને જાણે ચગદી નાખતાં હતાં. રસ્તાની ઉપર વાડની તદ્દન નજીક થઈને લોકો ચાલતા હતા. ટોલની પાસે તો ટોલવાળાના બટાટાના ખેતરમાં થઈને પણ ચાલવું પડતું હતું. અહીં ટોલવાળાની મરઘી આમથી તેમ ઠમકતી હતી. તેને પગે દોરી બાંધેલી હતી કે જેથી લોકોનાં ટોળાંથી ગભરાઈ તે ક્યાંય ઊડી જઈને ખોવાઈ ન જાય. આ મરઘીને ટંકાં પીછાં હતાં અને ઘડીએ ઘડીએ તે આંખ મીંચતી હતી તેથી તે ખૂબ લુચ્ચી લાગતી હતી. 'કલક' 'કલક' મરઘી બોલતી હતી. આમ બોલતી ત્યારે તેના મનમાં શો વિચાર ચાલતો હતો તે તો હું તમને નહિ કહી શકું, પણ જેવી આ મરઘીને આપણા પેલા બુઢ્ઢાએ જોઈ કે વિચારવા લાગ્યો, "આવી સુંદર મરઘી તો જિંદગીમાં કદી જોઈ નથી ! આ તો આપણા પારસીની મરઘીના

કરતાં પણ વધારે સારી લાગે છે. ખરેખર, આ મરઘી તો લેવા જેવી જ છે. મરઘીને શું જોઈએ? ચપટી દાણા. તે તો ગમે ત્યાંથી તે વીણી કાઢશે. બતકના બદલામાં આ મરઘી મળે તો મજા પડે ખરી!"

ટોલવાળાને તેણે પૂછયું, "આપણે અદલાબદલી કરીશું?"

ટોલવાળાએ જવાબ આપ્યો, "એમાં કાંઈ ખોટું નથી.'

ટોલવાળાએ બતક રાખી અને બુઢ્ઢો મરઘી લઈને ચાલ્યો.

મેળામાં જતાં રસ્તે લેવડદેવડ ખૂબ કરી હતી, તાપ ખૂબ લાગ્યો હતો અને થાકી પણ ગયો હતો, એટલે હવે થોડું ખાવાની અને દારૂ પીવાની જરૂર બુઢ્ઢાને લાગી. હૉટલની નજીક જ તે આવી પહોંચ્યો હતો અને અંદર પગ મૂકવા જાય છે તેવામાં બબરચી બહાર નીકળ્યો એટલે બંને બારણામાં જ ભેગા થયા. બબરચી એક કોથળો ઊંચકી જતો હતો.

બુઢ્ઢાએ પૂછયું, "કોથળામાં શું ભર્યું છે?"

"સડેલાં સફરજન. ડુક્કરો પેટ ભરીને ખાય એટલાં—આખો કોથળો ભરેલો છે."

"તો એવો ભયંકર બગાડ શા માટે કરો છો! લાવોને હું મારે ઘેર લઈ જાઉં. ગયે વરસે બીડમાંના જૂના ઝાડને એક જ સફરજન આવ્યું હતું અને અમે તેને પણ તદ્દન સડી ગયું ત્યાં સુધી કબાટમાં રાખી મૂકયું હતું. ઘરવાળી કહેતી હતી કે 'માલ તો એ ખરો ને?' તો આ તે કેટલો બધો માલ થયો ગણાય—આખો કોથળો ભરીને. આ બધાં તેને બતાવવામાં મને કેટલો બધો આનંદ થશે?"

"આખા કોથળાનું તું મને શું આપશે?"

"આપું તો શું? આ મારી મરઘી બદલામાં આપું," બુઢ્ઢાએ કહ્યું. મરઘી આપીને સફરજન લીધાં અને પછી તે લઈને અંદર ગયો. અંદર ભઠ્ઠીની બાજુમાં સફરજનના કોથળાને ભઠ્ઠીની જોડે અઢેલીને મૂકયો અને પોતે ટેબલ પાસે જઈને બેઠો. પણ ભઠ્ઠી ગરમ હતી તેનો તેને ખ્યાલ રહ્યો નહિ. અંદર બીજા ઘણા જણ હતા. ઘોડાવાળા, બળદના વેપારીઓ અને બે સટોડિયા. આ સટોડિયા એટલા પૈસાદાર હતા કે તેમનાં ગજવાં સોનામહોરોથી ફાટફાટ થતાં હતાં, અને વળી આ લોકો શરતે ચડેલા હતા.

"આ શાની વાસ આવે છે?" "આ ભઠ્ઠીની પાસે શું છે?" પેલાં સફરજન શેકાતાં હતાં.

"પણ આમાં છે શું?"

"કેમ, સફરજન," બુઢ્ઢાએ કહ્યું. અને પછી તેણે ઘોડાને બદલે ગાય અને એમ કરતાં કરતાં છેવટે સડેલાં સફરજન લીધાં તેની વાત કહી સંભળાવી. પેલા બેમાંના એક સટોડિયાએ કહ્યું, "ત્યારે તો જરૂર તારે ઘેર આજે તકરાર ઊભી થવાની."

"તકરાર! તકરાર કેવી? ઊલટી તે તો મને બચી દઈને કહેશે કે 'બુઢ્ઢો કરે તે સારું જ કરે!'"

"શરત મારવી છે?" પેલા સટોડિયાએ પૂછયું. "તારા સફરજનની ભારોભાર મારે સોનું આપવું, જો તકરાર ન થાય તો."

"અને જો તકરાર થાય તો મારે અને મારી ધણિયાણીએ તમારા નોકર થઈને રહેવું. વાજબી શરત જ મેં પણ મૂકી છે ને?"

"હા, ત્યારે શરત લાગી."

પછી ઘોડાગાડી બોલાવીને તેમાં પેલા બે સટોડિયા બેઠા

અને બુઢ્ઢો પણ બેઠો. અને તેઓ બુઢ્ઢાના ઘર આગળ આવી પહોંચ્યા. બુઢ્ઢાએ ડોસીને ખબર પૂછીને કહ્યું, "અદલોબદલો કરી આવ્યો."

ડોસીએ જવાબ આપ્યો, "શું કરવું તે તો તું જ બરાબર જાણે ને." આટલું કહીને પડખે ઊભેલા અજાણ્યા મહેમાનોને ધ્યાનમાં લાવ્યા સિવાય તેમજ કોથળા તરફ નજર નાખ્યા સિવાય તે બુઢ્ઢાને ભેટી પડી.

બુઢ્ઢાએ કહ્યું, "મેં ઘોડાને બદલે ગાય લીધી."

ડોસીએ કહ્યું, "વાહ, ઇશ્વરનો પાડ માનવો જોઈએ. હવે કેટલું મજાનું દૂધ મળશે અને માખણ તથા પનીર ખાવાનાં જડશે. કેટલો સારો બદલો!"

"હા, પણ પછી ગાયને બદલે ઘેટું લીધું."

"એ તો વળી તેનાથી પણ સારું કર્યું. તું બધો વિચાર કરીને જ હંમેશ કામ કરે છે. ઘેટાને માટે આપણી પાસે ચારો પણ પૂરતો છે. ઘેટીનું દૂધ અને પનીર, ઊનનું જાકીટ અને મોજાં! ગાય કાંઈ ઓછી જ આ બધું આપવાની હતી? અને વળી પાછા ગાયના તો વાળ પણ બહુ ખરે. તું કેટલો બધો વિચાર કરીને જ કામ કરે છે!"

"પણ મેં ઘેટું આપી દીધું અને તેના બદલામાં બતક લીધી."

"ઓહો, ત્યારે તો આ વરસે આપણને શેકેલી બતક ખાવાની મળશે. મને આનંદ થાય એનો વિચાર તું હંમેશ કરવાનો જ. કેટલું મજાનું! પગે દોરી બાંધીને બતકને આપણે ફરવા દઈશું અને એને શેકીએ તે પહેલાં એ ખૂબ માતે એવું કરીશું."

"પણ બતકને મેં આપી દીધી અને મરઘી લીધી."

"મરઘી ? એના જેવું રૂડું બીજું કયું ?" ડોસીએ જવાબ આપ્યો. "મરઘી ઈંડાં મૂકશે, અને સેવશે અને આપણને મરઘીનાં બચ્ચાં મળશે. આખો વાડો આપણે મરઘાંથી ભરી દઈશું. મને એ જ જોઈતું હતું."

"હા, પણ આ મરઘીને બદલે મેં કોથળો ભરીને સડેલાં સફરજન લીધાં."

"એમ ? ત્યારે તો મારે તને બચી જ કરવી જોઈએ. સાંભળ, હું તને એક વાત કહું. તું સવારમાં વહેલો નીકળ્યો ત્યારે તું સાંજે ઘેર આવે તે વખતે સરસ ખાવાનું તને શું આપવું તેનો હું વિચાર કરવા લાગી. આખરે ભજિયાં બનાવવાનું નક્કી કર્યું. ચણાનો લોટ અને મસાલો તો ઘરમાં હતો. પણ પોઈનાં પાંદડાં નહોતાં એટલે હું નિશાળના મહેતાજીને ત્યાં ગઈ. મને ખબર છે કે એને ત્યાં પોઈનો વેલો છે. મેં જઈને મહેતાજીની બૈરી પાસે પોઈનાં પાંદડાં થોડાં ઉછીનાં માગ્યાં. મહેતાજીની બૈરી આમ દેખાય છે તો મીઠી, પણ નીકળી ભારે કંજૂસ. મને કહે, 'શું આપું ? અમારા વાડામાં કાંઈ યે ઊગતું નથી. સડેલું સફરજન સુદ્ધાં નથી થતું. હું તને સડેલું સફરજન સુદ્ધાં ઉછીનું આપી શકું તેમ નથી.' પણ હવે હું તેને આપી શકીશ — એક જ નહિ પણ આખો કોથળો ભરીને ! એને યે ખબર તો પડે ! હાશ. હવે મારો જીવ રાજી થયો." આમ કહીને તેણે તેને ખૂબ વહાલથી બચી કરી.

પેલા બંને સટોડિયા બોલી ઉઠ્યા, "આ આપણને ગમ્યું. ગરીબ ને ગરીબ થતાં ગયાં, છતાં આનંદીનાં આનંદી ! પૈસા વસૂલ થઈ ગયા." આટલું બોલીને તેમણે સફરજનની ભારોભાર સોનું બુઢ્ઢાને આપ્યું; કારણ કે ડોસીએ બુઢ્ઢાને ઠપકો આપવાને બદલે ચુંબન કર્યું હતું.

વાર્તા પૂરી થઈ. નાનપણમાં સાંભળેલી અને હવે તમે પણ સાંભળી અને જાણ્યું કે "બુઢ્ઢો કરે તે સારું જ કરે."

— કીકુભાઈ રતનજી દેસાઈ

— સ્વાધ્યાય —

૧. બુઢ્ઢો કેવા ઘરમાં રહેતો હતો ? એના રાચરચીલા વિશે શું જાણો છો ?
૨. એક દિવસ ડોસીએ બુઢ્ઢાને શું કહ્યું ? ઘોડો વેચવાને બુઢ્ઢો ક્યાં ગયો ?
૩. બુઢ્ઢાએ ઘોડો આપીને ગાય શા માટે લીધી ?
૪. બુઢ્ઢાએ ત્યાર પછી અદલાબદલીમાં શું શું લીધું તે જણાવો.
૫. સડેલાં સફરજનની ગુણ બુઢ્ઢાએ કોની પાસેથી લીધી ? તે ગુણ તેણે ક્યાં મૂકી ?
૬. હોટલમાં બીજા કયા કયા માણસો બેઠેલા હતા ? બે સટોડિયાએ બુઢ્ઢાને શું કહ્યું ? તેમણે શી શરત લગાવી ?
૭. બુઢ્ઢો ઘેર પહોંચ્યો ત્યારે તેને પોતાની ધણિયાણી સાથે શી વાતચીત થઈ ?
૮. બુઢ્ઢો સડેલાં સફરજનની ગુણ લાવ્યો છે એમ જાણ્યું ત્યારે ડોસીએ શું કર્યું ?
૯. બુઢ્ઢો સડેલાં સફરજનની ભારોભાર સોનું શી રીતે કમાયો ?



## દયાસાગર ઈશ્વરચંદ્ર

પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરનો જન્મ બંગાળામાં થયો હતો. તેઓ ખૂબ વિદ્વાન, દયાળુ અને પરોપકારી હતા. એક દિવસ તેઓ બજારમાં થઈને જતા હતા એવામાં તેમણે એક છોકરાને આવતા જતા લોકો પાસે ભીખ માગતો જોયો. વિદ્યાસાગરે તેની પાસે જઈને પૂછ્યું, "ભાઈ, તું આ શું કરે છે ? તને શરમ નથી આવતી ? પરમેશ્વરે તને હાથપગ આપ્યા છે, તો જાતે મહેનત

કરી કમાઈ ને ખા. આમ ભીખ માગવાની ટેવ પાડીશ તો તારી જિંદગી ખુવાર થઈ જશે.”

છોકરાએ જવાબ આપ્યો, “બાબુજી, શું કરું! લાચાર છું; હું નથી ભણેલો કે કંઈ નોકરી કરું. તેમ નથી મારી પાસે પૈસા કે કોઈ ધંધો કરું. શરમના માર્યા મારાથી ઊંચું જોવાતું નથી, પણ પાપી પેટ બધું કરાવે છે. ન માગું તો ભૂખે મરવા વારો આવે.”

વિદ્યાસાગરે પૂછ્યું, “સારું. તારે ખાવા માટે કેટલા પૈસા જોઈએ?”

“એક દિવસ માટે ચાર પૈસા બસ છે.”

“અત્યાર સુધીમાં તને કેટલા મળ્યા છે?”

“એક પણ નહિ.”

“તો હું તને ચાર પૈસા આપી દઉં તો?”

આ સાંભળતાં જ છોકરાની આંખ આનંદથી ચમકવા લાગી. તે બોલ્યો, “જો આપ ચાર પૈસા આપો તો હમણાં જ હું પાછો ચાલ્યો જાઉં, અને આજે કોઈ પાસે કશું માગું નહિ.”

“અને હું તને બેઆની આપું તો?”

“તો કાલે પણ નહિ માગું.”

“અને જો રૂપિયો આપું તો?

છોકરાને ખાતરી થઈ ગઈ કે આ માણસ મારી મશ્કરી કરે છે. તેને મનમાં લાગી આવ્યું. તે બોલ્યો, “બાબુસાહેબ, તમારો વિચાર મને મદદ કરવાનો ન હોય તો નકામી મારી ગરીબની મશ્કરી શું કરવા કરો છો?”

વિદ્યાસાગરે તેનો વાંસો થાબડી કહ્યું, “હું મશ્કરી નથી

કરતો. હું ખરેખરું પૂછું છું કે જો હું તને એક રૂપિયો આપું તો તું શું કરે ?"



છોકરાએ જવાબ આપ્યો, "હું એક આનાનું ખાવાનું લઉં અને બાકીના પૈસાના રમકડાં લઈ તે બજારમાં વેચું અને એ રીતે ભીખ માગવાનું છોડી દઉં."

"ફરી કોઈની આગળ હાથ નહિ ધરું, એવી પ્રતિજ્ઞા લેવા તૈયાર છે ?"

"જી, બા બુ સા હે બ, પ્રતિજ્ઞા લેવા તૈયાર છું."

તરત જ વિદ્યાસાગરે ગજવામાં હાથ નાખ્યો અને રૂપિયો કાઢી છોકરાના હાથમાં મૂકી કહ્યું, "આ રૂપિયાથી તુ ધંધો શરૂ કરી દે." પછી બીજા ચાર પૈસા આપી કહ્યું, "આનું ખાવાનું લેજે."

છોકરાએ આભારભરી આંખે તેમના તરફ જોયું અને કહ્યું, "ભગવાન આપનું ભલું કરો !"

* * *

આ વાતને પંદર વરસ વીતી ગયાં. વિદ્યાસાગર એક વખત એ જ મહોલ્લામાં થઈને જતા હતા. એવામાં એક પ્રતિષ્ઠિત વેપારી તેમની સામે હાથ જોડીને ઊભો રહ્યો. વિદ્યાસાગરે પૂછયું, "કેમ શેઠજી, શી આજ્ઞા છે ?"

દુકાનદારે ખૂબ નમ્રતાથી ઉત્તર દીધો, "આ સામે જ સેવકની દુકાન છે. જરા ત્યાં સુધી આવવાની મહેરબાની કરો. મારે આપને કંઈક વાત કરવી છે."

વિદ્યાસાગર કંઈ પણ બોલ્યા વિના તેની સાથે દુકાને ગયા, અને ત્યાં આરામથી બેઠા એટલે પેલા દુકાનદારે કહ્યું, "મહારાજ, આપને યાદ હશે કે આજથી પંદર વરસ પહેલાં આપે એક ગરીબ ભિખારીના છોકરાને એક રૂપિયો આપ્યો હતો, અને શિખામણ દીધી હતી કે પોતાના પગ ઉપર ઊભો રહેવાનો પ્રયત્ન કરજે."

વિદ્યાસાગરે ધીરે અવાજે પૂછયું, "હા, એ વાત મને બરાબર યાદ છે. પણ તમારે ને તે છોકરાને શો સંબંધ ?"

દુકાનદારે કહ્યું, "હું જ તે છોકરો !"

આ સાંભળીને વિદ્યાસાગરને ખૂબ આનંદ થયો અને તે બોલ્યા, "તમે ખૂબ પ્રગતિ કરી."

દુકાનદાર બોલ્યો, "એ તો બધો તમારા પેલા રૂપિયાનો અને મહેરબાનીનો પ્રતાપ છે. નહિ તો કોણ જાણે આજે હું કેવું અધમ જીવન ગાળી રહ્યો હોત. આજે તો રોજ હું તમારે સારુ ઈશ્વરને પ્રાર્થના કરું છું."

વિદ્યાસાગરે કહ્યું, "અરે ભાઈ, આ મારા રૂપિયાનો પ્રતાપ નથી, પણ તમારી જાતમહેનતનો જ પ્રતાપ છે. સાચું પૂછો તો

ઈશ્વર પણ પુરુષાર્થીને જ મદદ કરે છે. આળસુ–એદીને તો પરમેશ્વર જોતો પણ નથી."

દુકાનદાર બોલ્યો, "મહારાજ, આજે મારી પાસે લગભગ એક લાખ રૂપિયા છે. એમાંથી દસ હજાર આપને ભેટ આપવા માગું છું. કૃપા કરીને આપ તે સ્વીકારજો."

વિદ્યાસાગરે જવાબ આપ્યો, "અરે ભાઈ, હું તો રળતો કમાતો છું. મારે એ રૂપિયા જોઈતા પણ નથી અને મારો એના પર હક્ક પણ નથી. મારાથી એ ન લેવાય."

દુકાનદારે કહ્યું, "તો આપ એ રૂપિયા કોઈ સારા કામમાં વાપરજો."

વિદ્યાસાગરે કહ્યું, "સારું. એ રૂપિયા તમે તમારી પાસે જ રહેવા દો. મને જ્યારે કોઈ સુપાત્ર ગરીબ મળી આવશે ત્યારે તેને તમારી પાસે મોકલી આપીશ."

દુકાનદાર બોલ્યો, "બહુ સારું, મહારાજ. એ રૂપિયા આપના થઈ ચૂક્યા. જ્યારે જોઈએ ત્યારે મંગાવી લેજો."

* * *

આ વાત બન્યા પછી કેટલેક દિવસે વિદ્યાસાગર એક સાંકડી અંધારી ગલીમાં થઈને જતા હતા, એવામાં એક ઘરમાંથી કોઈના રડવાનો અવાજ આવ્યો. તરત જ વિદ્યાસાગર થંભી ગયા, અને જે ઘરમાંથી રડવાનો અવાજ આવતો હતો તે ઘરના બારણા આગળ જઈને તેમણે બૂમ પાડી. એક બાઈએ બારણું ઉઘાડ્યું. વિદ્યાસાગરે તેને પૂછ્યું, "માજી, તમે કેમ રડો છો?"

પેલી સ્ત્રીએ પહેલાં તો જવાબ આપતાં આનાકાની કરી, પણ પછી તેને થયું આ કોઈ ભલા માણસ છે અને કદાચ તેઓ

મદદ કરે પણ ખરા. એટલે તે બોલી, "હું વિધવા છું. મારે બે નાનાં નાનાં બચ્ચાં છે. મારી પાસે જે કાંઈ ઘરેણાંગાંઠા હતાં તે વેચાઈ ગયાં છે. હવે મારી પાસે કંઈ રહ્યું નથી. કાલે શું કરીશ, અને છોકરાંને શી રીતે ખવડાવીશ એનો જ હું વિચાર કરી રહી છું."

વિદ્યાસાગરે તેને ધીરજ આપી અને કહ્યું, "માજી, કંઈ ચિંતા કરશો નહિ. કાલે સવારે તમને થોડા રૂપિયા મળી જશે."

આગળ જતાં એમણે એક ગરીબ માણસને પોકેપોક મૂકીને રોતો જોયો. તેને પૂછતાં તેમને ખબર પડી કે તે માણસને એક છોકરી હતી અને તે પરણવા લાયક થઈ ગઈ હતી. પણ તેની પાસે પહેરામણીના પૈસા નહોતા એટલે કોઈ વર મળતો નહોતો. એની પાસે એક ઘર હતું તે વેચવા એ તૈયાર હતો, પણ તેટલાથી યે પતે એમ નહોતું. વળી ઘર વેચી નાખે તો કુટુંબને લઈને રહે પણ ક્યાં?

વિદ્યાસાગરે તેને કહ્યું, "ભાઈ, તું ચિંતા ન કર. જો બનશે તો તારી દીકરીના લગ્નની ગોઠવણ હું કરી આપીશ. તારું મકાન ન વેચતો."

બીજે દિવસે વિદ્યાસાગર પાછા પેલા દુકાનદાર પાસે ગયા અને રાતની બનેલી વાત કહી સંભળાવી. પછી કહ્યું, "મને લાગે છે કે તમારા રૂપિયા ઉપર આ વિધવા બાઈનો અને આ ગરીબ આદમીનો હક્ક છે. તમે જે કંઈ મને આપવા માગો છો તે એ લોકોને આપી દો. બંને જીવશે ત્યાં સુધી તમને આશીર્વાદ આપશે."

દુકાનદારે દસ હજાર રૂપિયાની થેલી કાઢીને તેમની સામે મૂકી દીધી અને કહ્યું, "આ રૂપિયા આપના છે. આપ એનું જે કરવું હોય તે કરો."

વિદ્યાસાગરે એક હજાર રૂપિયા પેલી વિધવા બાઈને મોકલી આપ્યા, અને એક હજાર પેલા ગરીબ માણસને મોકલી આપ્યા. બાકીના રૂપિયા દુકાનદારને પાછા આપી દીધા અને કહ્યું, " આ તમારી પાસે રાખી મૂકો. જ્યારે મને કોઈ લાયક માણસ મળશે ત્યારે મંગાવી લઈશ. "

થોડી વારમાં પેલી બાઈ અને પેલો માણસ દુકાન પર આવી પહોંચ્યાં અને દુકાનદારને અને વિદ્યાસાગરને લાખો આશીર્વાદ દેવા લાગ્યાં. તેમના ગયા પછી વિદ્યાસાગરે દુકાનદારને કહ્યું, " તમારા અંતરમાં અત્યારે કેટલો બધો આનંદ થઈ રહ્યો છે! ચોક્કસ જાણજો કે કોઈ આફતમાં આવેલા માણસના મોં પર હાસ્ય અને આંખમાં ચમક લાવવી એ દુનિયામાં મોટામાં મોટો ઉપકાર છે. "

— નગીનદાસ પારેખ

## — સ્વાધ્યાય —

૧. ઈશ્વરચંદ્રે ભીખ માગનાર છોકરાને શું કહ્યું? તેમણે એ છોકરાને કઈ શરતે એક રૂપિયો આપ્યો?
૨. વેપારી વિદ્યાસાગરને પોતાની દુકાનમાં શા માટે બોલાવી ગયો? તેણે વિદ્યાસાગરને શી વાત કરી?
૩. વેપારીએ વિદ્યાસાગરને દસ હજાર રૂપિયા શા માટે આપવા માંડ્યા? વિદ્યાસાગરે એ રૂપિયા લેવા કેમ ના પાડી?
૪. વિધવા બાઈ કેમ રડતી હતી? તેને શું દુઃખ હતું? વિદ્યાસાગરે તેનું દુઃખ કેવી રીતે દૂર કર્યું?
૫. ગરીબ માણસ પોકેપોક મૂકી કેમ રડતો હતો? એને વિદ્યાસાગરે કેવી રીતે મદદ કરી?
૬. વિધવા બાઈએ તથા ગરીબ માણસે વેપારીનો તથા વિદ્યાસાગરનો શા માટે ઉપકાર માન્યો?



# શબ્દકોશ

અ

અદૃશ્ય – દેખાય નહિ એવું.
અનોખું – અનેરું.
અમનચમન – મોજમજા.
અમાત્ય – પ્રધાન; મંત્રી.
અલમસ્ત – જોરાવર.
અંજન – કાજળ.
અંતરમાં – અંતઃકરણમાં; મનમાં.
અંત્યજ – અસ્પૃશ્ય ગણાતી જાતનું.
આઈ – મા.
આગતાસ્વાગતા – મહેમાનગીરી.
આપત્તિ – દુઃખ.
આલેશાન – ખૂબ મોટું; ભવ્ય.
આશ્ચર્ય – નવાઈ; અચંબો.
આશ્વાસન – દિલાસો; હિંમત.
એકીટશે – ટગર ટગર.
ઓડિયાં – લાંબા વાળ.
ઓલિયો – ખુદાનો ભક્ત.

ઉ

ઉત્પાત – ધાંધલ; તોફાન.
ઉત્સાહ – ઉમંગ; હોંશ.
ઉમળકાથી – વહાલથી.

ક

કપરું – મુશ્કેલ; કઠણ.
કફન – શબને ઓઢાડવાનું લૂગડું.
કમભાગી – કમનસીબ.
કલ્પના – ધારણા.
કંગાળ – છેક ગરીબ.
કુટીર – ઝૂંપડી.
કુતૂહલ – અમુક વસ્તુ જોવા જાણવાની ઇચ્છા.
કુરબાની – બલિદાન.
કેડી – સાંકડો પગરસ્તો; પગથી.
કોલાહલ – શોરબકોર; ઘોંઘાટ.
કૌતુક – નવાઈ; અજાયબી.
ક્રીડા – રમતગમત.
ક્રોડ – કરોડ.

ખ

ખસિયાણા – ઝંખવાણા.
ખાંડાં – ટોળાં.
ખોયાણ – ઊંડાણમાં.

ગ

ગજબનાક – નવાઈ પમાડે એવું
ગાઢ – ઘોર (નિદ્રા).

ચ

ચારણ – રાજાના ગુણ ગાનારો માણસ.
ચિત્કાર – ચીસ.

જ

જટાધાર – શંકરનો અવતાર.
જીવનનિર્વાહ – ભરણપોષણ.
જીવલેણ – મૃત્યુ નિપજાવે એવું.
જીવનસાથી – પત્ની.
જોતર્યા – જોતર વડે જોડ્યા.

ટ

ટોલ – કર લેવાનું નાકું.

**ડ**

ડૂંડું – કણસલું.

**ઢ**

ઢાંઢો – મોટો બળદ.

ઢૂકડી – નજીક; પાસે.

**ત**

તપસ્વી – તપ કરનાર.

તપશ્ચર્યા – તપ કરવું તે.

તાંદુલ – ચોખા.

તેજસ્વી – પ્રભાવશાળી.

તોતિંગ – ઘણા મોટા કદવાળું.

**દ**

દીન – ગરીબ.

દુભાઈ ગયા – નારાજ થયા.

**ધ**

ધર્મરાજા – યમરાજા.

ધરાર – અલબત; જરૂર.

ધીંગા – મજબૂત.

ધોમ – સખત તડકો.

**ન**

નમાઝ – બંદગી.

નિદ્રા – ઊંઘ.

નિર્દય – દયા વગરનું; ક્રૂર.

નિર્દોષ – દોષ વિનાનું.

નિર્ભયતા – નીડરતા.

નિર્વાહ – ગુજારો.

નીંધલેલા – દાણા આવેલા.

નીપજ્યાં – ઊપજ્યાં.

નીલાછમ – લીલાં.

નૂર – તેજ; પ્રકાશ.

**પ**

પગદંડી – પગથી.

પનીર – દહીંમાંથી પાણી કાઢી લઈ બનાવેલો ખાવાનો પદાર્થ.

પનોતા – ભાગ્યશાળી.

પરભાર્યો – બારોબાર.

પરવરદિગાર – પરમેશ્વર.

પરાક્રમ – બહાદુરી.

પંગત – જમવા બેઠેલાંની હાર.

પાખંડી – ઢોંગી.

પારેવાં – કબૂતરો.

પુરુષાર્થી – ઉદ્યોગી.

પૂરપાટ – ઝડપથી.

પૂર્વાશ્રમ – સંન્યાસ પહેલાંનું જીવન.

પેગામ – સંદેશ.

પ્રતિષ્ઠિત – આબરૂદાર.

પ્રમાણબદ્ધ – પ્રમાણસર.

પ્રવચન – વ્યાખ્યાન.

પ્લેગ – એક ચેપી રોગ.

**ફ**

ફાંટ – ઝોળી.

ફિરસ્તો – દેવદૂત; પેગંબર.

**બ**

બબરચી – મુસલમાન કે ગોરાનો રસોઇયો.

બંદગી – પ્રાર્થના.

બિહામણો – ભયંકર.

**ભ**

ભાવના – લાગણી.

ભિક્ષુક – સાધુ.

ભીષણ – ભયંકર.

**મ**

મશગૂલ – લીન.
મિષ્ટાન્ન – ગળ્યું ખાવાનું.
મૂંઝાઈ ગઈ – અકળાઈ ગઈ.
મેહ – વરસાદ.
મોંભર – ઊંધે મોઢે.

**ય**

યમરાજ – મૃત્યુનો દેવ.
યોજના – ગોઠવણ.

**ર**

રત્નજડિત – રત્નોથી જડેલું.
રંજાડે છે – નુકસાન કરે છે.
રાઢ – શેરડીનાં સૂકાં પાન.
રૂખડો – એક જાતનું ઝાડ.
રોષ – ગુસ્સો.

**લ**

લાલનપાલન – લાડમાં ઉછેરવું તે.
લૂ–ઉનાળાના ગરમ પવનનો ઝપાટો.
લેલુંબ – લચી પડતો.

**વ**

વનસ્પતિ – ઝાડ, છોડ, વગેરે.
વવાતર – વાવ્યા કરત.
વારણાં – ઓવારણાં.
વારસો – વારસને મળેલી મરનારની મિલકત.
વિકરાળ – ભયંકર.
વિકસાવ્યું – ખીલવ્યું.
વિદ્વાન – પંડિત.
વિસ્તીર્ણ – વિશાળ.
વીંજણાં – પંખા.
વેઢ – આંટાવાળી વાળાની વીંટી.
વૈભવ – સુખ.
વ્યવસ્થાપક – ગોઠવણ કરનાર.
વ્યવસ્થિત – બરાબર.

**શ**

શૌર્ય – પરાક્રમ ; બહાદુરી.
શ્રદ્ધા – વિશ્વાસ.

**સ**

સટોડિયો – સટ્ટો કરનારો.
સતત – ચાલુ; નિરંતર.
સત્વર – જલદી.
સદૈવ – હમેશાં.
સદ્‌ભાગ્ય – સારું ભાગ્ય.
સમક્ષ – રૂબરૂ; નજર સામે.
સંગીતશાસ્ત્રીઓ – સંગીતના શાસ્ત્રનો જાણનારો.
સંતાપી – દુ:ખી કરી.
સંયુક્ત – જોડાયેલું.
સાટું – બદલો.
સાંતીડે – હળે.
સ્તબ્ધ – આશ્ચર્યચકિત.
સ્મરણ કર્યું – યાદ કર્યા.
સ્વાગત – આવકાર.
સ્વાદિષ્ટ – સ્વાદવાળું.

**હ**

હલકટ – હલકા સ્વભાવનો.
હાંફળાફાંફળા – ગભરાયેલા.
હેબતાઈને – ચોંકીને.
હોશકોશ - ભાન; હિંમત.

# શૂરવીર શિવાજી

*

આ પુસ્તકમાં લબ્ધપ્રતિષ્ઠ લેખકોની કાળજીપૂર્વક ચૂંટી કાઢેલી કૃતિઓ આપવામાં આવી છે. તેમજ અન્ય ભાષાની થોડી કૃતિઓ અનુવાદ કે રૂપાંતર રૂપે કક્ષાને યોગ્ય બનાવી રજૂ કરી છે. આ કૃતિઓ વાંચીને બાળકો સાહિત્યનાં ઉત્તમ પુસ્તકો વાંચવા જરૂર પ્રેરાશે.

માતૃભાષાનાં શિક્ષણને જ્યારે વધારે ને વધારે મહત્ત્વ મળતું જાય છે ત્યારે બાળકો આવાં પુસ્તકો વાંચે એ ઇચ્છનીય છે. ૯ થી ૧૧ વર્ષનાં બાળકો કોઈની પણ મદદ વિના વાંચી શકે એવી સરળ ભાષાની કૃતિઓ આ પુસ્તકમાં રજૂ કરવામાં આવી છે.

આજ શ્રેણીનું બીજું ઉત્તમ પુસ્તક "મેવાડનો સિંહ" વાંચવા ચૂકશો નહિ.

*

# મેવાડનો સિંહ



સંપાદકો

જયંતિલાલ મહેતા • ઇંદ્રજિત મોગલ